# કુંઅરિને દિલાસો.

ભાગ ૫૩ મો.

છો૦ મ૦ ટરાર્ડ.

## વડોદરા રાજ્યના રાજરત્ન ચીફ જસ્ટીસ સાહેબ

### સાક્ષર શ્રી. રા. બા. ગોવીંદભાઈ હાથીભાઇ દેશાઇજીનો

### અભિપ્રાય.

"સાદી જીંદગીની શોક આપે મોકલી તે પહોંચી. તેને થોડા વખત તેના નામ ઉપરથી અપ્રિય ગણી બાજુ ઉપર મૂકી હતી, પણ આજે વખત મળતાં તેની ખબર લીધી, અને હમણાજ પૂરી કરી આ પત્ર લખવા બેઠો છું.

વ્હાલા શોમ્દેવ પંડીત ! તમે આ પુસ્તક અવનવું બનાવ્યું છે. તમારી કલ્પના શકિત તથા ઈબારતને માટે તમને તથા તમારી (સાદી જીંદગી ગુજારનારી) મંડળીને જેટલો ધન્યવાદ આપીએ એટલો ઓછો છે. ભાષણ અને વાર્તાની ગુંથણી જ્ઞાન અને ગમ્મતની મેળવણી જેવી મધુરી થઈ છે. એકવાર પુસ્તક હાથમાં લીધા પછી પૂરૂં કર્યા વગર મૂકવું ગમે તેમ નથી. વાંચક વર્ગનો મોટો ભાગ કદાચ મારી પેઠે પ્રથમ વાર્તા પૂરી કરશે અને પછી ભાષણ તરફ ધ્યાન આપશે. પરન્તુ બંને એવાં રસ ભર્યાં છે કે તેમાંથી જે પહેલું શરૂ થાય તે પૂરૂં કર્યા પછી બીજું વાંચ્યા વગર પુસ્તક બાજુએ મૂકાય તેમ નથી.

આવા પુસ્તકની હાલના વખતમાં ઘણી જરૂર હતી. પારસીઓનું અનુકરણ કરનારા હીન્દુ ભાઇઓ તથા બહેનો પણ ફેશનની ફિશિયારીમાં જ્યાં ત્યાં ફસી પડેલાં જણાય છે. બહારનો ભપકો મારવામાંજ મોટાઇ અને આબરૂ ઇજત છે એમ ઘણા સમજે છે. પણ તેમની અંદરખાનેની જીંદગી તરફ લક્ષ આપીશું તો તેમના જેવું દુઃખી અને તિરસ્કાર કરવા જેવું બીજું કંઇ જણાશે નહીં. બીજું કંઇ નહી તો નિદાન વધતી જતી મોઘવારીને પહોંચી વળવા માટે આપણા રીત રીવાજ, ખાનપાન, અને પહેરવેશ એ બધાંમાં આપણી જૂની સાદાઇ અને સંગીનતા ફરી દાખલ થવાની જરૂર છે. ખરે વખતે આપનું અમુલ્ય બોધ પુસ્તક બહાર પડયું છે. પ્રભુ તમને લાંબુ આયુષ્ય અને તંદુરસ્તી બક્ષે કે જેથી તમારે પવિત્ર હાથે આવાં બીજા ઘણાં પુસ્તક બહાર પડી દુન્યાનું ભલું થાય."

# દુઃખીને દિલાસો.

## ભાગ ૫૩ મો.

રચનાર,

શો૦ મ૦ દેશાઇ.

હસ્તીએ ફાનીકો જબ દેખા, તો આખર ખાક હય;
ગુલશનો મેહલો મકાનો, ઔર ઘર દર ખાક હય.
જબ નઝર કીઈ કબ્રપર, તો લબ પર મેરે આ ગયા;
“ શેહનશાહે હીન્દ જો થા, સોહી અકબર ખાક હય ! ”

\+ + + + +

શાહ કયા ? નવ્વાબ કયા ? ઝરદાર કયા ? સરદાર કયા ?
બેહતરો બદતર તવંગર, ઔર કમતર ખાક હય.
અય ફીરેસ્તો ! કયુ રકમ કરતે હો અઅમાલે ચમન ?
જાનતે હો યેહ ? કે આખીરકો યેહ દફતર ખાક હય. (ચમન)

નવસારી.

ઈ. સ. ૧૯૨૨.

કિંમત રૂા ૦-૮-૦

( પ્રત ૧૦૦૦ )

આ પુસ્તક સુરત “ ગુજરાત સ્ટેન્ડર્ડ પ્રેસ ”માં મી ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળાએ મી. શોસબજી મનચેરજી દેશાઇને માટે સુરત [illegible] ને
તા. ૧-૪-૨૨ ના રોજે છાપી કર્તાએ નવસારીમા પ્રગટ કર્યું છે.

# સંસારને સુખી કરનારાં પુસ્તકો.

# ઘરનો ઘા—

## તે તો તું પ્યારીની જુદાઇનોજ !

**મ્હારી વ્હાલી ! મ્હારી પાકજાદ પેરીન !**

જૂદાઇનો ઘા મેં ત્હારી જૂદાઇથીજ જાણ્યો. મોતનું ભયંકર રૂપ તેંજ મને બતાવ્યું. પેરીન! પેરીન! માયાનું સ્વરૂપ મેં તુંથી છુટાં પડતી વખ્તેજ અનુભવ્યું. વ્હાલી મ્હારી! બાર વર્ષનો વનવાસ, તેમાં વળી સીતા પ્રિયાની જુદાઈ, અને તેમાં પણ વળી દુશ્મન રાવણરાજ પોતાની પ્રિયાને હરણ કરી જાય ને પોતાને ત્યાં રાખે, એ દુઃખ રામચંદ્રજીએ કેમ ખમ્યું હશે? આમ સૌ લોક પૂછે છે. ત્યારે મ્હારો ઉમ્મર ભવનો એકાંતવાસ, તેમાં તો ત્હારી મ્હારી માત્ર બારજ માસની મોહબ્બત, અને તેમાં પણ મ્હારા શત્રુ યમરાજે મ્હારી તું દીલલગીનું હરણ કરી તે તને પોતાને ઘેર લઇ ગયો છે, એ દુઃખ મેં કેમ સહન કર્યું હશે? એમ તો કોઈ બોલતુંજ નથી! પણ સાંભળ મ્હારી હાય અને ગમખ્વારીના શખુન ઓ પ્યારી! એક દિવસ એવો આવશેજ, જ્યારે હું, જેમ રાવણના હાથમાંથી સીતાને છોડાવવાને રામચંદ્રજી ભાગ્યશાળી થયા હતા, તેમ જમડાના પંજામાંથી તને હું એક વાર તો છોડવીશજ, અને મીનોઇ મજાના ભોગ વિલાસમાં હું પાછો ત્હારી માયાળુ, શીતળ, અને રાહત આપનારી ગોદમાં ભરાઇને, થોડા વખતમાં લગાડેલી બેહદ માયાને લીધે ત્હારી જૂદાઈમાં હું નાઉમેદીનાં આંસુ પાડીને ત્હારી પાછળ કેમ રડયો છું, તેનો નમુનો, ત્હારાં મીનોઇ દર્શનના હર્ષથી ઉભરાયેલાં આંસુ પાડીને, હું એકવાર તો બતાવીશજ.

"The treasures of the deep are not so precious
As are the concealed comforts of a man
Locked up in woman's love I scent the air
Of blessings when come but near the house.
What a delicious breath marriage sends forth;
The violet bed's not sweeter."

અરે ! કોઇ પોતાની પ્રિયાથી વિખુટું ના પડશો. પેરીન ! પેરીન ! એમ કાંય કીધું ? સગાઇમાં ઠગાઇ કાં કીધી ? મરવા સારૂ પરણી શું કામ ? મોહબ્બતનો તીર મારી કાળજું વિંધવા સારૂજ ત્હારાં દિલજાનનો હાથ ત્હારા પવિત્ર હાથમાં કાં પકડયો ? તુંને મ્હારી દયા કે કદર ન જ આવી ! ખેર. ખેર. હું ત્હારી જૂદાઇમાં ઝુરૂં છું એટલુંજ જો તું જાણતી જોતી હશે તો તેટલુંજ બસ, મ્હારાં તૂટેલાં જીગર માટે તેટલુંજ બસ છે પેરીન ! શું તું મ્હારી આગળજ ઉભી રહીને મ્હને દિલાસો આપે છે ? શું તું ત્હારા સુંવાળા હાથે મ્હને પસવારીને શાન્ત રહેવા કહે છે ? શું આપણે પાછાં એકવાર મળશુંજ, એવો તું સધ્યારો આપે છે ? પેરીન–પેરીન ! ત્યારે તો હું ત્હારા એટલાજ મીનોઇ અવાજથી હિમ્મત ધરૂં છું; ત્યારે તો ત્હારી આત્મક ઉન્નતિમાં હું ખલલ કરતાં અચકાઉં છું; ત્યારે તો ત્હારાં પ્રગતિકરણ અને વૃદ્ધિ થકી તું ત્હારા ગુરૂનીજ આજ્ઞામાં રહે એવી દુવા ગુજારૂં છું. ખુદાતાલાના બધા આશીર્વાદો ત્હારી મીનોઈ વૃદ્ધિ ઉપર ઉતરજો ! ફિરેસ્તાઓની જોડાજોડ જઈ બેઠેલી જે તું, અમશાસ્પંદોની સંફમાં બિરાજેલી જે તું, દાદાર હોરમઝદનાં ચરણ કમળ આગળ નમસ્કાર કરતી પડેલી છે એવી જે તું, તે ત્હારા દિલસોઝ દિલબર ઉપર, દિલોજાન દિલદાર ઉપર શાન્તિના વરસાદ વરસાવતી મીનોઇ મજામાં મશગુલજ રહો !

"No man knows what the wife of his bosom is—no man knows what a ministering Angel she is—until he has gone with her through the fiery trials of this world."

આખું એક વર્ષ ફરી વળ્યું ! અફસોસ ત્હારાં મોતનો ! અફસોસ ત્હારી મોહબ્બત માયાનો ! અફસોસ ત્હારી જૂદાઇનો ! ત્યાંથી પણ ત્હારા પ્રેમરસની ધારા આ શરીર ઉપર રેડતી રહેજો, જેથી હું ત્હારો તૂટેલાં જીગરનો મજનુન રડતો બંધ પડીને શાન્તિ મેળવું !

હ્યાંનો તેમજ ત્યાંનો,

હું છું ત્હારો હમેશનો સાથી,

ધ. ન. બુચીયા.



બેહસ્તનશીન

મીસીસ પેરીન ધનજીશાહ ન. બુચીઆ ડૉકટર.

| જનમ. | લગન. | મરણ. |
| --- | --- | --- |
| તારીખ ૧૫-૧૦-૧૮૯૭. | તારીખ ૮-૫-૧૯૨૦. | તારીખ ૧૪-૪-૧૯૨૧. |

# દુઃખીને દિલાસો.

## ભાગ ૫૩ મો.

દર્શન ૩૩ મું. (સુખની શોધમાં.)

"દિલાસા કલબ"માં સલાબતખાંએ પોતાની કાં'નીઓની કથા આગળ ચલાવી.

સલાબતખાં:—આ જોખમભર્યાં રાજ્યમાં હવે પાણી પીવા પણ ઉભું નહીં રહેવું, એવી પ્રતિજ્ઞા લઇને હું મ્હારા બે બેટાઓ, બાયડી, બે બેટી અને માવત મિત્ર તથા તેની સ્ત્રી સાથે હમે ફતેહપૂરથી નિકળી નાઠાં. હું સુખ શોધવા નિકળેલો હોવાથી. રામરાજ કહેવાતાં ગ્વાલિયર તરફનાં એક રાજાના રાજ્યમાં જઈ અમે રહ્યાં. ત્યાંના રાજાનું નામ સુખાનંદ હતું, પણ સૌ કોઈ તેને "ભોળ્યા મહારાજ" કહેતું. ભોળિયા રાજાના રાજ્યમાં બે વસ્તુ મળવી મુશકેલ હતી. એક તો શત્રુની સાંકળો ઘડાવાથી લોઢું, અને દાનના તામ્રપટ્ટ લખાવાથી તામ્રપત્રો. એટલાં બધાં તે દાનધર્મ કરતો, ને શત્રુનેજ માટે બેડી તો હતી, રૈયતને માટે નહીં. ત્યાં બે ગાળાનું ઘર ભાડે રાખ્યું. એક ગાળામાં હું મ્હારાં બાયડી છોકરાં સાથે રહ્યો, ને બીજા ગાળામાં મ્હારા મિત્ર માવતનું કુટુંબ રહેવા લાગ્યું. અમારી પાસે જે કાંઈ નાણું શીલક હતું તેનાથી અમે બેઉ મિત્રોએ ગુજારો કરવા માંડયો, પરંતુ ખાતાં પીતાં તો રાવણના કુવા પણ ખાલી થઈ જાય, હવે કાંઈ ઉદ્યોગ કરી રોળો રળવાની જરૂર જણાઈ. મચ્છીમાર, વગર રોજીએ દરિયામાંથી એક પણ માછલું પકડી શકતો નથી, અને કોઇ માછલું વગર મોત કાંઠે આવીને મરતું પણ નથી.

મીસ્કીન હરીસ દર હમે આલમ હમી દવદ;
ઉ દર કફાએ રૈઝકો અજલ દર કફાએ ઉ.

મીસ્કીન લોભ્યો તમામ આલમમાં રેજક રોજીની પછવાડે પછવાડે દોડે છે, પણ અજલ મોત તો તેની પાછળજ લાગેલું છે. હવે હું એકાંતવાસ પકડવા કરૂં છું પરંતુ સંસારના બીજા અનેક તુરંગો આવે છે. પ્રથમ અવસ્થામાં

નિર્ધનપણું સુખકર છે અને વૃધ્ધાવસ્થામાં ધનવંતપણું સુખકર છે. પ્રથમ અવસ્થામાં પગે ચાલીને હરવુ ફરવું સુખકર છે, અને ઉતરતી વયમાં વાહનપર બેસીને ફરવું હરવું સુખકર છે. તેમજ પ્રથમ અવસ્થામાં ધનવાનપણું અને ઉતરતી અવસ્થામાં નિર્ધનપણું, તથા પ્રથમ અવસ્થામાં ઘોડાગાડીએ બેસીને ફરવું, અને પાછળની અવસ્થામાં પગે હિંડવું અત્યંત દુ:ખકર છે.

પોપ સેલેસ્ટૅને સંસારનો ત્યાગ કરીને મઠના એકાંતવાસનો આશ્રો લીધો તે માટે દાંટે કવિએ પોતાનો ધિક્કાર બતાવ્યો છે. એવા એકાંતવાસી જે જગત્‌ને ઉપયોગના નથી તેમને તે ધિક્કારવાજ કહે છે. કારણકે, જે મઠાધિકારીઓ ઇશ્વરની સરજેલી આદમ જાતને મદદ કરવાનું ત્યજીને એકલપેટાઇથી પોતાનોજ સ્વાર્થ અને પોતાનુંજ મતલબી સુખ સાધે છે, તે ઈશ્વરને વ્હાલાં કયાંથી થાય? ખેતી, મજુરી કે પછી ગમે તેવા ઉદ્યોગમાં પડેલા માણસો એમનાં કરતાં વધારે પરોપકાર કરે છે, વળી એવા ઉદ્યોગ કે વહેવારમાં પડવા છતાં પણ તે ખેડુત મજુરો ચિત્તની શાંતિ જાળવી શકે છે. માટે હજાર ખટપટમાં પડયા છતાં પણ જે માણસો પોતાનાં ચિત્તની શાંતિ સાચવી શકે છે, તેઓજ વખાણને પાત્ર છે. આથી મેં એકલપેટો એકાંતવાસ તજી દીધો.

आत्मौ पम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

જે મનુષ્ય સુખ અથવા દુ:ખ જે પ્રમાણે પોતાને થાય તેજ પ્રમાણે બીજાંને પણ થતું હશે એમ સમજીને એક આત્મ સ્વરૂપની દ્રષ્ટિએ સઘળાંને સમાનભાવથી જુએ છે તેજ ઉત્તમ યોગી છે. શું કહું વ્હેનો! મેં એક માળણની લગારેક તારીફ કરી, તો તે મ્હારી મોટી મદદગાર થઇ પડી. જે મનુષ્ય સામા માણસના દુર્ગુણને ગુણ કરીને ગાય છે તે પ્રિયજ થઈ પડે છે. ત્યારે જે મનુષ્ય મૂળ ગુણોનેજ વધારીને ગાય તો તે શા માટે મિત્ર નહીં થાય? પ્રિય મિત્ર પણ જો પોતાના ખરા મિત્રને તેના ખરા અવગુણો કહે છે તો તે અપ્રિય થઈ પડે છે, ત્યારે જે મનુષ્ય ગુણને અવગુણ કરીને ગાય તે કેમ પ્રિય લાગશે? તેના ઉપર તો અપ્રીતિજ થાય. ઓળખાણ પડતાં પડતાં મ્હારી સ્ત્રીની અંગિસખી થઇ પડેલી, પેલી માળણ પડોસણે વાત છેડી કે, ભારત પર્વતની નીચે એક ગુફામાં, કોઇ સવાસો વર્ષની વયનો દેખાતો સિધ્ધાનંદ નામે સાધુ પડયો છે, અને "નખ ઉતારો ! કોઇ નખ ઉતારો!" આમ બોલી કેટલાંક વર્ષોથી બુમો પાડે છે; પણ તેની ગુફા આગળ જવાની કોઇ હિમ્મતે કરતું નથી. આ માળણ અને મ્હારી પત્નિ બધું તો એકદિલ ને એક સુઝ સલાહથી કરે, પણ સુવાવડી પણ બન્ને એકજ દહાડે થઇ! બેઉએ એકજ દહાડે બે એક બેટીઓને જન્મ

આપ્યો હતો. કાંઇ આ કરામતની મ્હને સમજજ પડે નહીં. નાખુશીની વાત એટલીજ, કે તેની જણેલી જોડ જીવી નહીં, ને મ્હારા વાળીની બેય પુત્રીઓ જીવવા પામી. પહેલીજ સુવાવડે મ્હારી સ્ત્રીને પણ બે જોડ પુત્રીઓ અવતરી અને માળણે પણ જોડ બેટીઓજ જણી હતી, તે કરામત તો ખુદા શિવાય કોણ જાણે ? ભાઈઓ ! ખુદા મહેરબાન હોય ત્યાં સૂધી કોઈનો વાંકો વાળ થતો નથી.

કાસિપ રાવન સુયોધન, ધાતા હર બળ પછ્છ;
સ્વજન દ્રોહિ લહિ હરિ હતે, તબ ન ભઇ બિન પછ્છ.

હિરણ્યકશિપુને બ્રહ્માની પક્ષ હતી, અને રાવણની તરફેણદારી મહાદેવજી કરતા હતા, તથા દુર્યોધનની તરફદારી બળદેવજી કરતા હતા, પરંતુ પોતાના દાસ, પોતાના ભક્ત, પ્રહ્લાદજી તથા વિભિષણજી, અને પાંડવને તો શ્રી કૃષ્ણની ખુદની પનાહ હોવાથી પોતાના ત્રણેવ ભગતોના શત્રુઓને પ્રભૂએ પછાડી નાખી જમીનદોસ્ત કીધા હતા; જે સમયે તેમની પક્ષે, તેમની વ્હારે પેલા હિમાયતીઓથી આવી શકાયું નોતું. માટે ગમે એવા બળવાન હિમાયતીઓ સાથના આપણા શત્રુઓ હોય તોએ એકલા ઇશ્વરની મહેરબાની આપણને હશે તો બધા જખ્ખ મારશે.

પેલી માળણથી સાધુની વાત જાણી લઇ હું તે ગુફા તરફ ગયો. સાધુના મુખ ઉપર ને આખા શરીરે એટલા બધા તો બાલ વધી પડયા હતા, કે ઠંડીમાં ઓઢવા માટે તેની દાઢી તે ગોદડાંનું કામ કરતી હતી, અને ચોટલાના બાલનું તો બિછાનુંજ થઇ પડયું હતું, જેથી તેનું મોહું પણ દેખાતું ન હતું, માત્ર આંખો ચકચકતી માલુમ પડતી. પરંતુ અજાયબી ભરેલું એ જણાયું, કે વામ વામ લંબાઈનાં વાંકાં ચૂકાં મૃગનાં શિંગડાં જેવા આકારનાં, તેના હાથો તથા પગોના નક્કર સોનાનાં નખો, પત્થરાઓની કઢણોમાં ભેળવાએલાં હોવાથી, તે બાપડાથી હાલચાલ પણ બરાબર થતી ન હોવાથી, મેં આ હજારોની કિમ્મતનું સોનું પ્રથમ તો ઉતારી લેવાનું મન કર્યું. જાણે મ્હારા મનની વાત પરખી લીધી હોય નહીં શું, તેમ તે સાધુ બોલ્યો:—

મતાબ અઝે પારસા! રૂએ અઝ ગુન્હેગાર;
બ બક્ષાયંન્દગી દર વય નઝર કુન!
અગર મન નાજવાં મર્દંમ બ કેરદાર;
તુ બર મન ચુંન જવાંમર્દાં ગુઝર કુન!

અરે ઓ પરહેઝગાર ભક્ત! તું પાપી ગુન્હેગારથી ત્હારૂં મ્હોં નહીં ફેરવ; મહેરબાનીની રાહે તેના તરફ નજર કર! જોકે હું દેખાવે તો બદસુરત અને બદ કેરદાર છું, તથાપિ તું તો મ્હારી પાસે એક જવાન પુરૂષની પેઠેમ આવીને

ઉભો રહે! તોપણ હું તો ત્યાંથી તુર્ત નિકળીને શહેરમાં આવી એક હજામનો, બધાં અસ્ત્રા સાથનો તોબરો ભાડે લેવા ગયો. હજામે પાંચ રૂપિયા લઈ પોતાનો તોબરો ભાડે આપ્યો, અને હું પાછો ગુફામાં ગયો. મ્હને હજામ જાણીને તે સાધુડો હર્ષ પામેલો જણાયો. તેણે મ્હને પોતાની છાતી બોડવા ઈસારત કરી. મેં અસ્ત્રો કાઢી પ્રથમ છાતી ઉપરના બાલો ઉતારવા માંડયા. છાતી ઉપરના બાલ ઉતારતાંજ મ્હારી અજાયબી વચ્ચે સોનેરી સાહીના અક્ષરે લખાએલો એક લેખ નજરે પડયો. નાગરી અક્ષરે પણ ગિર્વાણ ભાષામાં લેખ લખેલો હોવાથી મ્હને કાંઈ સમજ ન પડવાથી, તુર્ત પાસેની ઝાડીમાં ઉગેલ પારસડીનાં પીપેરી દાંડવાં તોડીને તેનો પીળો રસ કાઢી એક સોટિયાં વડે સાહીની પેઠે, મેં મ્હારા અંગરખાની ચાળ ઉપર તે લેખ ઉતાર્યો:

आशितेना म्मसारनानं, पयः पानंनवास्त्रियः ।

एतद्गोमानुपाः पथ्यम्,

આ લેખ ઉતારી લઇ પાછો શહેરમાં આવી સંસ્કૃત ભાષાના કોઈ કવિ પાસે તે ઉકળાવવા સારૂ પડોસણ માળણથીજ પૃછપરછ કરવા લાગ્યો. તેણી મ્હને એક બ્રાહ્મણને ઘેરે તેડી ગઇ. ત્યાં ગયો તો જણાયું કે, તે બ્રાહ્મણ રાજવૈદ હતો ને વળી જયોતિષ પણ જાણતો હોવાથી દરબારનો જોશી પણ તેજ હતો. આ વૈદરાજ ઘરાકોમાંથી પરવારીને મ્હારા આગળ આવ્યા, વાતચિત ચાલતાં મેં પણ યુનાની હકીમાની સ્તુતિ ચલાવી. વૈદને ભાવતોજ હું હકીમ મળી આવ્યાથી તે ખુશી થયો, ને મ્હારી મિત્રતાની માગણી કરી. મેં કહ્યું:— "તું જો આ લેખ ઉકળાવશે તો હું ત્હારા ઉપર બહુજ પ્રસન્ન રહીશ, ને યુનાની હકીમાની ભેદી કુંચીઓ પણ બતાવીશ." વૈદે તો અંગરખા ઉપરનો લેખ જોતાંજ કહ્યું:—"એમાં ચોથું ચરણ બાકી છે, તે તમે જાણો છો, પણ મ્હારી પરિક્ષા કરવાને પૂછો છો તો હું તે ચરણ પૂરૂં કરૂં છું." આમ કહીને મ્હારા અંગરખા ઉપરજ કાળી સાહીથી લખ્યું કે:

स्निग्धं मुष्णं च भोजनं ॥

અને પછી આખો અર્થ કરતાં બોલ્યો:—આ માણસે પ્રથમ ગરમ પાણીથી ન્હાવું જોઇએ; પછી દુધ પીવું જોઇએ; તેણે યુવાન સ્ત્રી સાથે રહેવું જોઇએ; તે સ્ત્રીને બન્ને ગાલોપર વચમાં બે કાળા તલો હોવા જોઇએ. તેણીના કપાળ ઉપર ભોરો હોવો જોઇએ. એટલોજ તે ૩ ચરણોનો અર્થ છે, પરંતુ ૪ થું ચરણ જે લખવાનું બાકી હતું, તે જો પુરૂં ન થાય તો બધું નકામું છે, માટે ૪થાં ચરણમાં મેં કહ્યું છેકે, તે પુરૂષે સ્નીગ્ધ (ચિકાસવાળું) તથા ગરમ ભોજન કરવું જોઇએ; જેથી આપોઆપ તેના દુઃખના કાંટા ૧૦ દિવસમાં ખરી પડે એમ વૈદકય શાસ્ત્રમાં કહેલું છે.

આ ભેદ સમજી લઇને મેં વૈદરાજની રજા માગી ને ઉઠતાં ઉઠતાં કહ્યું:— **"હું એક કટાકટીના ભારે સંકટના પ્રસંગે તને સહાય થઈશ !"** આટલું બોલી ત્યાંથી નિકળીને જેટલું વૈદક શાસ્ત્રમાં ફરમાવેલું તેટલું બધું મેં કર્યું. મ્હારા માવત મિત્રને સાથે લીધો, અને ગુફા આગળ દશે દહાડા જઈ જઇને તે સાધુના ખાનપાનની બધી વ્યવસ્થા કરી, પણ ગાળ ઉપર તલ ને કપાળે ભોરા એવી યુવાન સ્ત્રીને સાથે લઇ જવાનું અશક્ય હોવાથીજ મેં તે માંડી વાળ્યું. દશમે દિવસે સવારમાં જઈને જોઉં છું તો પેલા સાધુના બધા નિમાળા ને સર્વ બાલ ખરી પડેલા ! બધાં નખ વેરાઈ પડી શરીરથી છુટાં પડેલાં જણાયાં; અને સાધુ તો તે ગુફામાંથી અલોપ થયેલો જણાયો ! માવતે અને મેં બાલનાં તેમજ નખનાં જૂદાં જૂદાં ગાંસડાં પોટલાં બાંધી લઈ ઘરે લાવી સો ઠેકાણે કરી મેળ્યું. મ્હને તો જાણે અમૃત મળ્યું હોય એવી ખુશાલી લાગી. કેમકે,

પ્રિય મિલાપ અરિ હાંનિ અરૂ, આત્મ સ્તુતિ તિયનેન;
ઇપ્સિત ફલ સચ કાહૂકો, લગિ અમૃત કે એન.

પોતાનાં વ્હાલાંનો મેલાપ, દુશમનની હાની, પોતાની સ્તુતિ, સ્ત્રીનો પ્રેમ કટાક્ષ, અને ઇપ્સિત યાને ઇચ્છેલું ફળ ઇત્યાદિ વસ્તુમાં સર્વ કોઈને અમૃતના જેવો સ્વાદ લાગેજ છે; અમૃત કાંઇ બીજું હોતું નથી.

હવે મ્હને મોટી દોલત કમાઇ લઇને નિવૃત થવાની ઇચ્છા ન થવાથી આટલું સોનું ઓછું માનીને પાછો હું અસંતોષી થયો; તેથી મેં વિચાર કર્યો કે, મ્હને નિવૃતિ લેવાને જેટલું જોઇએ એટલું ધન મળતું નથી, અને આ રાજ્યનો રાજા "ભોળિયા મહારાજ" કહેવાય છે, તો તેની દરબારમાં જઈ ધુતારાની ધુર્ત વિદ્યા રચવી જોઇએ. મેં એક મોટા સોદાગરના જેવો પોશાક ખરીદ કર્યો, અને તે પહેરીને હું રાજવાડામાં ગયો. ત્યંના દ્વારપાળના હાથમાં તુર્તજ એક સોના મોહોર આપી, એટલે તેણે મહારાજને જઈને વરધી આપી કે, કોઇ શાહુ સોદાગર મળવા આવ્યા છે. રાજાએ તુર્તજ મ્હને બોલાવ્યો, એટલે મેં હજુરમાં જઇ ૫૦૦ સોના મોહોરનું નજરાણું કરીને વિનંતિ કરી કે; "મહારાજાધિરાજ ! મ્હારે આપ સાહેબની સાથે એકાંતમાં કાંઇક વાત કરવી છે !" મહારાજ ખુશી થઇને મ્હને એકાંતમાં લઇ ગયા, અને ખાનગી વાત પૂછવા લાગ્યા, ત્યારે મેં કહ્યું:—"હે રાજન ! આપ નામદાર એટલુંજ કરો, કે સર્વ દરબાર ભરાયેલી હોય ત્યારે બધા દરબારીઓ જૂએ તેમ થોડોક વખત દરરોજ મ્હારી જોડે એકાંતમાં બેસીને અમથી અમથી કાંઇ પણ વાત કરજો, અને શી વાત કરી તે કોઈનેજ કહેતા ના; હું તેના

હેશાનમાં આપ નામવરને દરરોજ ૫૦૦ સોના મોહોરનું નજરાણું કર્યો જઈશ્શ!
હું બીજું કાંઈજ આપની સોડે માંગતો નથી !"

બ્હેનો અને બંધુઓ ! સઘળા મહાન ઉપદેશકો અને ધર્મ ગુરૂઓએ અંગત મોજમઝા, સુખનાં સાધનો અને ઇનામોનો ત્યાગ કર્યો છે, સાંસારિક પદવિઓને છોડી દીધી છે, અને અપરિમિત તથા અમર સત્યનો ઉપદેશ આપ્યો છે, એટલુંજ નહિ પણ તેમણે પોતે જાતે પણ તે સત્ય પ્રમાણે જીવન ગાળ્યું છે. તમે તેવા મહાન પુરૂષોના જીવન તપાસો અથવા તો તેઓનો ઉપદેશ સરખાવો તો તમને એક સરખો આત્મભોગ, એક સરખી નમ્રતા, એક સરખો પ્રેમ, અને એક સરખી શાન્તિનો ઉપદેશ તેમજ આચરણ માલૂમ પડશે ! તેઓએ એક સરખાંજ શાશ્વત તત્વો શિખવ્યાં છે, કે જેનો અનુભવ કરવાથી દુઃખ માત્ર નાશ પામે છે. પણ મ્હારા જેવા અભાગ્યાને તો તે છેક બારમે કલાકે સુઝ પડયું, પ્રથમ અવસ્થામાં નહીં. પેલા રાજાજીએ વિચાર્યું કે; એમાં શું થઈ ગયું ! સાહુકાર આબ્રુદાર જણાય છે. વળી તે કાંઈ માંગતો આવ્યો નથી, પણ આપતો આવ્યો છે, તેથી તેણે મ્હને આ વાતની કબુલાત આપી. આ પ્રમાણે દરરોજ તેના અને મ્હારા વચ્ચે ગોફતેગો ચાલતી જોઈ. અને મ્હનેજ તેણે મુખ્ય સલાહકાર બનાવ્યો છે, તથા રાજાજી મ્હારીજ સલાહ પ્રમાણે સર્વ કામ કરે છે, એવી છાપ સઘળા દરબારીઓમાં બેસી ગઈ. હું દરરોજ રાજાની સાથે વાતો કરતો જાઉં, ને એક એક અધિકારી તરફ ખાસ નજર નાખતો જાઉં. પહેલે દહાડે શહેરના કોટવાલ તરફજ મેં જોયા કીધાથી રાત્રે તે મ્હારે ત્યાં આવી ગભરાઈને કહેવા લાગ્યો; "હે સાહેબ ! આટલું ૨૫ હજાર સોના મોહોરનું પોટલું રાખો, અને રાજાજી આગળ મ્હારે વિષે કાંઈ સારીજ સિફારસ કરજો !" "બાત ખુબ !" એટલું કહીને પોટલું મેં લબ્બે કર્યું. બીજે દિવસે "બડા કાઝીજી" દરબારમાં બેઠેલા હતા, તેઓ શ્રીએ, વડા ન્યાયાધિશ હોઇ, લાખો રૂપ્યા લાંચમાં ભેગા કર્યા હતા, તેમની તડકી ગઈ. તેઓ વળી તેજ સાંજે મ્હને મળવાને મિષે મ્હારે ઘરે આવ્યા, ને મ્હારા બેઉ બેટાઓને આંગળે પાંચ પાંચ હજારની કિમ્મતની હીરાની વિંટી પહેરાવી, મ્હારી સ્ત્રી માટે ૨૫ હજારની મોતીની કંઠમાળ ભેટ આપી ઉઠતી વખતે બોલ્યા; "સાહેબજી ! કૃપાદ્રષ્ટિ રાખજો, મ્હારાં બચ્ચાં છોકરાંનું જીવતર આપનેજ હાથ છે !"

તેજ રાત્રિએ છાપરેથી ઘુરૂરૂ ! ઘુરૂરૂ ! એવો ઘુવડનો અવાજ આવ્યાથી મ્હારી ઓરત ચોંકી. તેણી વહેમ પકડીને કહેવા લાગી:—"કાંઇ ભુંડા દહાડાની નિશાણી જણાય છે. અવર અને દળદર આણનારૂં ઘુવડ ઘુરે છે!" મેં કહ્યું કે, એવા વહેમ હિંદુ બાઈઓ સાથે વસવાથીજ ત્હારામાં પેઠા છે. સારા

દ્હાડામાં પણ તું અશુભ થવાના વિચારો ન કર! હું નિર્ધન થયો ત્યારે તું મ્હારી મદદમાં રહી, અને હવે મ્હારી વિદ્વતાથી વિદેશમાં પણ ધન પ્રાપ્ત કરૂં છું ત્યારે તું આમ અશુભ ના વાંચ !

"નારીની પરિક્ષા થાય નિર્ધન દશામાં નિત્ય,
સારી કે નઠારી તે જરૂર ત્યારે જાણીએ;
વિદેશમાં થાય વિદ્વાનની વિદ્યાનું મૂળ,
વિદેશમાં જાય વિદ્વાનને વખાણીએ;
વિપત્તિ વેળાએ વરતાય સગપણુ સ્નેહ,
સગાં સ્નેહી ખરાં ખોટાં પ્રાયલ પિછાણીએ.
દુઃખમાં સ્નેહી તે સ્નેહી સુખદા સજ્જન ગણો,
સુખમાં સ્નેહી તે સ્નેહી પૈસાનો પ્રમાણીએ."

આ પ્રમાણે હું દરરોજ રાજાજીને ૫૦૦ સોના મોહોર આપતો, અને પાંચ ગણી મોહોર પાછી મેળવતો. હાલ ખુશામદ તાજા રોજગાર જેવું ચાલ્યું. કેટલાક દહાડા પછી કોઈ બીલ્લુ હાથમાં ન આવ્યાથી એક દહાડે પ્રધાનજી તરફ વારંવાર આંગળી કરી દરબારમાં મેં દેખાવ કર્યા કીધો. હવે પ્રધાનજી ગભરાયા, ને અંતે તે પણ મ્હારે ત્યાં અરધી રાતે આવી ચઢયા. મ્હને ખંતી ખંતીને દરબારમાં બનેલા બનાવ વીશે પૂછવા લાગ્યા. મેં કહ્યું:– "મહારાજા તમારી ઉપર બહુ ક્રોધાયમાન દીસે છે. તેઓશ્રી કહેતા હતા કે, રાજ્ય બધું પ્રધાન ખાઈ જાય છે, અને હવે હું એનું એક દિવસ નિકંદન કરીશ! મેં હાલ તુર્ત તો સમજાવીને ઠંડા પાડયા છે." પછી પ્રધાનજીએ પણ ૩૫ હજાર સોના મોહોર આપી મ્હારૂં મોઢું દાબ્યું.

બીજી સહવારે મ્હારો અવરવાણીનો બેટો એવો સંદેશો લાવ્યો કે; આપણું કાંઈ નરસું થવાનું જણાય છે. મેં વાંચ્યું હતું તે હવે જાતે અનુભવમાં આવે છે. હમણા હમણા મ્હારો અંગુઠો ચવડિયાજ કરે છે અને ફોર્ચ્યુન ટેલરમાં વાંચેલું બધું મ્હને હવે થયાંજ કરે છે. બાપા! અંગુઠો ચવડયા કરે ત્યારે કાંઈ આફત આવવાની આગાહી થાય. આવતી બલા અને ભવિષ્યની ખરાબીની આગાહી માટે બોલાય છે કે; "My little finger told me that." જ્યારે કાન ગરમ ને રાતા થાય ત્યારે જાણવું કે, કોઈ તમારીજ વાતો કરે છે તેવું હાલ તમને થાય છે બાવા. જ્યારે એકાએક શરીરે લખલખું ભસય ત્યારે જાણવું કે, જે જગાએ તમે દફનાવાના છો તે જગા ઉપર કોઈ મુસાફર ચાલે છે. રખેને તે બનાવ તમોને લાગુ પડે! જ્યારે તમારી આંખો ચળવળી ત્યારેજ બધા દોસ્તો મળવા આવ્યા! મ્હારી માતાની જ્યારે હડેલી ચવડયાજ કીધી ત્યારે થોડા વખતમાંજ તમારી ઉપર ભેટ સોગાદો

આવવા લાગી. જ્યારે મ્હારાં હાડકાં ભાંગવા માંડયાં ત્યારે તુફાનનું વાદળ ચઢી આવવાની મ્હને આગાહી થઈ. બાવાજી વહેમ શું છે? Coming events cast their shadows before. કેમકે આપણો મવકકલ ફરેસ્તો આવતા બનાવની આપણને વખતો વખત ચેતવણી આપતો રહે છે. મ્હને એકાએક દુઃખાવો થઈ આવે છે અને ખજવાળવાનુંજ મન થયા કરે છે; ત્યારે હવે કાંઈ હરકત નડવાની આગાહી હું કરૂં છું બાવાજી.

હું મ્હારા બેટાની આવી અવરવાણી માટે તડાઈને બોલ્યોઃ—"હે કપુત! સપુત મૂઓ ને તુંજ કાં જીવતો રહ્યો! તને અવરવાણી હમેશનીજ લાગેલી છે. અશુભ સમાચાર કાંઈ નહીં ને કાંઈ લાવવાની તને ટેવજ પડી છે.

"ગુણી હોય ગમે તેવો સુત, મૃત્યુ પામે ને જીવે કપૂત,
ઘણા મનમાં માને, મોંડે કેહ છે, શાને જીવ્યો આ તો જીવ લે છે!'
તેમ હવણાં મારે થયું છે, બધું વેતર વંઠી ગયું છે,
પુત્ર જીવ્યો ન જીવ્યો સરખો, છેક ઝીણી નજરે નરખો.
આ તો જીવે છે, કો' કાળ મગશે, ત્યારે દુઃખ વિયોગનું ટળશે,
જૂવો હિતોપદેશે શું કેહ છે, એમાં કેવો દિલાસો દે છે!"

**શોમેશ્વર** કહે ;ભાઇ! ઘણાં માણસો બાપડાં પોતે નિર્દોષ હોય છે પરંતુ જે માઠી ખબર, જે સ્નાનના સમાચાર હોય તેજ તેઓ મંડળીમાં આવીને કહે છે. તેઓ ઘણા અવર (A bird of ill-omen) ગણાઈ, અશુભ વાણીનું પક્ષી ગણાય છે. જુના કાળમાં લોકોની સાચી માન્યતા હતી, કે કેટલાંક પક્ષીઓ બોલે છે તે શુભ શુકનવંતા સમાચાર હોય ત્યારેજ આપણા ઘર આગળ આવીને બોલ્યા કરે છે, ને કેટલાંક પક્ષીઓ એવાં આવે છે, કે માઠા સ્નાનના સમાચાર હોય ત્યારેજ તે પક્ષી ઘરપર બેસીને "હુઊકુ—હુઊકુ" કરીને ઘુર્યા કરે છે. માણસોમાં પણ તેવાંજ જશ્યાં ને અપજશ્યાં લોકો આવે છે. આજે પણ ઘુવડ, કાગડા, એ વિગેરે અશુભ પક્ષીઓ લેખાય છે, અને ચકલીઓ, શહામત, જળકુકડી વિગેરેને શુકનવંતાં જાનવરો તરીકે ગણવામાં આવે છે. એના કારણમાં કંઈ કંઈ સત્વ પણ રહેલું હોય છે. જંગલી કાગડા પોતાની સુંઘવાની અતિ તિવ્ર શકિતને લીધે શાર્ક માછલીની માફક મરતાં આદમીઓનો સુંઘાડ વહેલો સુંઘીને દોડી આવે છે, અને તેઓ તો જો કે મરનાર માટે ભલી દુવાઓ ગુજારવા સારૂ, મરતાં માણસ માટે છેલ્લી પ્રાર્થના કરવા સારૂ, આકાશ ઉપરથી છાપરાં કે ચીમનીઓ ઉપર ઉતરી આવીને, અથવા તો છેક માઠાં માણસના મોતવાળા ઓરડા આગળ ફડફડીને બંદગી-કરે છે; પરંતુ "હવે મોત આવી લાગ્યું!" એવોજ ધાસ્કો ઉપરવાળાંને તો પડે છે. જુઓ કે, જ્યારે હવા ઘણીજ બગડી ગએલી હોય, ત્યારેજ ઘુવડો ઘુરવા મંડી જાય છે, અને

ખરાબ આબોહવા થયા પછી બચ્ચાંબાળાં માદાં પડે છે, જેથી પેલાં નિર્દોષ ઘુવડને લોકો અવશ ગણી બદનામ કરે છે. મરકીના ઉંદરો તો બાપડા મરકીની મોકાણ આવી લાગવાનો ચુપદાર ને પોકારનાર છે, તો પણ લોકો તો તેમને અવર કહે છે. કુતરાંની કુદ્રતી શકિતઓને લીધે મૃત્યુના દુતનો સુંઘાડ તેમને વહેલો આવે છે, જેથી ભૂરપારા અવાજે જ્યારે તેઓ ભસે છે, ત્યારે તેઓ રડે છે એવા વહેમથી માદાં માણસનાં વ્હાલાંઓ સુગાય છે. માટે વહેમેજ દુઃખ પણ નહીં ઉતાં આવીને ઉભાં રહે છે. સલાબત! હવે તમારી હકીકત આગળ ચલાવો. એક સમયે રાજાજીના ગાદીવારસનું દર્દ અસાધ્ય થઇ પડતાં, રાજાજી રાજવૈદ ઉપર ક્રોધે ભરાયા હતા, અને વળી રાજપુત્રના ગ્રહયોગ તપાસવામાં ભૂલ કરવાથી રાજવૈદ ઉપર તવાઇ આવી હતી. રાજપુત્રનો બચપણથી હમેશાં એવો નિયમ હતો કે, પાટનગરની બહાર આવેલાં મોટાં સૂરસાગર તળાવ ઉપર જઈ મોઢાં ઉપર ફડકા મારી મોઢું ધોઇને તળાવની પાળે ઉભો રહી ઇશ્વરસ્તુતિ કર્યા કરે. આવો ધર્મી રાજપુત્ર હતો; પરંતુ ધર્મીને ત્યાં ધાડ ને કસાઇને ત્યાં કુશળ, તે વાળું થયું. તેના મસ્તકમાં ભારે વેદના થવા લાગી. દર્દ એવું તિવ્ર અને અસાધ્ય થઇ પડયું, કે રાજવૈદે સેંકડો ઉપાયો કર્યા પણ ઉલટો દરરોજ વ્યાધિ વધતોજ ગયો. આ રાજવૈદ વૈદ તરીકે પણ હતો. ને જોષી તરીકે પણ તેજ હોવાથી તેણે ગ્રહની ચાલ તપાસી જણાવ્યું કે, છઠે મહિને સંપૂર્ણ આરામ થવો જોઇએ. રાજપુત્ર ખાટલે પડી જેમ જેમ તરફડિયાં મારતો તેમ તેમ રાજા રાણીને આક્રંદ થવા લાગ્યું. છ માસ સૂધી આવો દુઃખભર્યો સમય પસાર થયો. સાતમો મહિનો ચાલ્યો, કે રાજાજીએ પ્રધાનજીને હુકમ કર્યો કે, "રાજ્યના વૈદો ને જોશીઓ સઘળા જુઠા, નલાયક અને લુટારા ઢોંગી છે, માટે બધા વૈદ જોશીને તથા રાજવૈદ અને રાજ્યજોશીને ગરદન મારો; તેમનાં ઘરબાર તારાજ કરો, અને બધા બાકીનાઓને રાજ્યમાંથી દેશનિકાલ કરો. બધાં વૈદાંનાં પુસ્તકો અને જ્યોતિષ શાસ્ત્રોનો ઢગ કરાવી બાળી મુકો!" આ હુકમથી સર્વ વૈદો ને જોશીઓ ઠરઠરવા લાગ્યા. રાજવૈદ મ્હારે ઘરે આવી રડી પડયો કે; "મ્હારાં બચ્ચાં બાળાંને તો ગમે તેમ કરીને બચાવો, હું મરીશ તો ચિંતા નહીં. નગરના બધા નિર્દોષ વૈદો ને જોશીઓ મ્હારે લીધે અસહ્ય દુઃખ પામશે તેનું પાપ મ્હારે શીર ચઢશે, માટે આપ તેમનું રક્ષણ કરો!". મેં કહ્યું:-"અલ્લાતાલા સૌ સારૂંજ કરશે. તમે બેફીકર રહો. ગભરાવ નહીં. અમારા પીર ઓલ્યાઓનું સત પાકું છે. હું અલ્લાતાલાને અરજગુજારી કરી સર્વનું સમાધાન કરીશ.!" એટલામાં તો નગરના સર્વ વૈદો ને જોશીઓ ભેગા થઇ મ્હારે ત્યાં ૧૫ હજાર સોના મોહોરનું નજરાણું લાવ્યા, ને આફતમાંથી ઉગારવાને મ્હને વિનંતિ કરવા લાગ્યા. મેં

તેમનું નજરાણું લેવું હરામ ગણીને પાછું આપી કહ્યું:–"બ્રાહ્મણની પાઇ પણ લેવી હરામ છે, જાવ સુખે ઉંઘો, અલ્લાતાલા તમારો મદદગાર થાવ!" મધરાતે ઉઠીને મેં અલ્લાતાલાની બહુજ ગીનતજારીથી નીમાજ કીધી, અને પછી બિછાને સુતો. પાછલી રાતે હું ભર ઉંઘમાં સ્વપ્નો જોવા લાગ્યો કે, જાણે હઝરત મહમદની દરબાર મળી છે, ત્યાં ચાર યારો અલી, ઓમર, અબુબકકર, હામજા અને વળી લુકમાન, અફલાતુન વિગેરે હકીમો પણ ભેગા મળ્યા છે. સેંકડો પીરો દરબારમાં બેઠા છે, એવામાં નીજામુદીન ઓલ્યા દરબારમાં પધાર્યા છે. કુરનશ નજર થવા બાદ હઝરત પેગંબરે હસ્તે મુખડે નીજામુદીન સાહેબની મીજાજ પુરશી કરી આ જેહાનની ખેર આફિયત પૂછતાં તે બોલ્યા:–"સુખાનંદ જેવા ધર્મિષ્ટ રાજાના પુત્રને અસાધ્ય દર્દ થવાથી કોઈપણ વૈદ તે વ્યાધિ પારખી શકતો ન હોવાના કારણે બધા વૈદો, હકીમો, જોશીઓ, અને રમળ જાણનારા આપણા મઝહબના દીનદારોનો પણ વાંકો દહાડો બેઠો છે, તેનો અફસોસ ને જારી તે રાજ્યમાં ભારે ચાલી રહ્યાં છે. આપણાં હકીમાનાં પુસ્તકો, જામાસ્પ હકીમની જ્યોતિષ વિદ્યાની કિતાબો સૌ બાળી નાખવામાં આવનાર છે! આપ ખુદાવિંદ કાંઇ મદદ નહીં કરી શકો! આપણાં હકીમાઓ અને શાસ્ત્રોની દિનપરદિન ગ્લાનિ થતી જાય છે, તે ઉપર યકીનદારી પાછી નહીં બેસાડો ગરીબનિવાજ!

ઉલફતકા નશા જબ કોઇ મર જાએ તો જાએ,
યેહ દર્દ સીર ઐસા હય, સર જાએ તો જાએ.

પ્યારની કેફ અને પ્રેમનો નોશો તો જ્યારે આદમી મરી જાય ત્યારેજ જાય, પણ આ માથાનું દરદ તો એવું છે, કે જ્યારે માથું જાય ત્યારેજ જાય." હ૦ મહમદ સાહેબ બોલ્યા: "યકીન ને આસ્થા વગરનું બધું ખોટું. મ્હારા મઝહબી ઝુંડા ઉપર જેટલી આસ્થા જાફરની જણાઇ તેટલી હમણા કોઇની જણાતી નથી. મ્યુટાની લડાઈમાં તે ઝુંડો તેણે ઝાલ્યો હતો. જ્યારે ઝુંડો પકડેલો હાથ લડાઈમાં કપાઇ ગયો ત્યારે બીજે હાથે પણ તેણે તે પકડીજ રાખ્યો હતો! પણ જ્યારે બીજો હાથ પણ છટકાવી દેવામાં આવ્યો ત્યારે પોતાના બન્ને હાથનાં ઠુંઠાથી પણ તેણે તે ઝુંડો પકડી રાખ્યો હતો! પરંતુ જ્યારે વળી તેનું માથું છટકાવી નાખવામાં આવ્યું ત્યારે તે ઝુંડાની લાઠી ઉપર ઉંધે મસ્તક તે એવી રીતે પડયો, કે અબદલ્લાને તેના શબને ખિસાડીને તે ઝુંડો પોતાના હાથમાં લેતાં પણ બહુ મહેનત પડી હતી. વળી અબદુલ્લાના હાથમાં જેવો તે ઝુંડો આવ્યો કે તુર્ત તેણે ખાલીદને સ્વાધીન કરી લીધો હતો, કે રખેને જાફરનું મુડદું પણ પાછું તે ઝુંટવી લેય! આવાં યકીનવાળા જાફર જેવા મ્હારા ઉપર યકીન રાખનારા દીનદારો રહ્યા નહીં, તેનુંજ આ

પરિણામ છે. શાસ્ત્રો જુઠાં નથી, યકીન જુઠાં છે.

ખેર! આપણાં શાસ્ત્રો શું યકીનદારી હોય તો ખોટાં પડે! ભલું. વળી હિંદુઓનાં શાસ્ત્રો પણ ખોટાં? ધનવંત્રીનું શાસ્ત્ર પણ ખોટું! લુકમાનની કે અફલાતુનની પણ કેતાબો ખોટી પડી! પ્યારા અલી! આમાં તમારી કાંઇ અકકલ ચાલે છે? સુખાનંદના પુત્રના મસ્તકનાં દર્દની ચિકિત્સા કાંઇ તમે કરી શકો છો, નહીં તો હુંજ કહું?" અલીઃ–"બંદેનવાજ, આવાં ન્હાનાં કામમાં આપને તકલીફ લેવાનું કાંઈ કારણ નથી, હુંજ કહું. ધ્યાન ધરતાં મને એવું ભાસે છે કે, એ છોકરો કોઈ તળાવ ઉપર નિત્ય જઈને પાહિયાળ કરતો હશે. મ્હોં ઉપર ફડકા મારતો હશે. તળાવનાં પાણીથી કપાળ સાફ કરતો હશે. તે વખતપર તળાવમાંની ન્હાની તુર્તની જન્મેલી નરમા માછલી તેના નાક વાટે મગજે ચઢી ગઇ હશે; તે ઝીણો મઈ જેવો નરમો હવે મોટો થવાથી ખોપરીના આડા અવળા ભાગોમાં તરફડિયાં મારતો હોવાથીજ રાજપુત્ર પણ તરફડિયાં મારે છે." એટલે હ૦ મહમદે લુકમાન હકીમ તરફ નજર ફેંકી, તો તે બોલ્યાઃ–"એ દર્દી પુત્રને પ્રથમ તો બેભાનીની દવા આપવી; પછી તુખ્મે બાળંગાંવનું ચૂર્ણ મોતીની ખાકમાં વાટી ખળખળતી કલાઇમાં મેળવી માથાની ખોપરીની આસપાસ ચોપડવું, અને ખોપરી ઢીલી થવા બાદ શસ્ત્ર વડે ખોપરી ઉંચકી લઈ હાડકાંના સંપુટ કહેતાં મસ્તકના પડદામાં ભરાએલી માછલીને ચીપ્યા વડેજ ઉપાડી લેવી; એટલે તુર્ત દર્દ મટી જશે."

એટલે અફલાતુન તુર્ત વચ્ચે પૂરાયાઃ–"હે ઉસ્તાદજી! ચીપ્યા વડે માછલી ઉપાડતાં માછલીનું મઈ જેટલું નરમું તો ઉપડશે, પરંતુ મ્હારા ધ્યાનમાં એવું આવે છે, કે રાત્રે રાજપુત્ર પથારી ઉપર પોઢેલો હતો, એવામાં સીલીંગ ઉપરથી કાનખજુરો તેના શરીર ઉપર પડયો; અને ભરાઈ જવાનું બીજું કાંઇ દર મળ્યું નહીં, જેથી રાજપુત્રના કાનમાં ભરાઇ ગયો; અને હવે છેક મસ્તકમાં પહોંચી ભેજું કોતરી ખાય છે, જેની ભારે પીડા રાજપુત્રને થાય છે. જો ચીપ્યા વડે ઉંચકે તો તે ભેજાંને વળગેલો હોવાથી ભેજાંનું માંસ પણ સાથે ઉખાડી નાખશે. માટે ચિપ્યાને અગ્નિમાં પ્રથમ તપાવીને ગરમ કરવો, અને પછી તેણે કરીને ઉપાડતાં કાનખજુરાને અગન બળશે, એટલે પોતાના પંજામાંથી ભેજાંનો ભાગ છોડી દઈ અળગો થવાથી ઝટ ઉપડી આવશે!" પાછલી રાત પૂરી થતાંમાં મ્હારી આંખો ઉઘડી ગઈ, ને આ ચોખ્ખાટ સ્વપ્નો ખરોજ માનીને મેં તે પ્રમાણે અમલ કર્યો. રાજપુત્રને એક એકાંત ઓરડામાં લઇ જઇ રાજવૈદની મદદથી ખોપરી ઉખાડી; તેને પાણીનાં વાસણમાં નાખી; પછી ગરમ કીધેલા ચીપ્યા વડે કાનખજુરાને પકડતાંજ તેણે ભેજાંમાંથી પગો ઉપાડી લીધા. તેને પણ વાસણમાં નાખ્યા બાદ "સંધાન કરણી" નામની દવાથી ખોપરી બરાબર પાછી સાંધી દઈને

"સંજીવની" નામની દવાથી રાજપુત્રને તુર્ત ચેતના આણીને સાજો કર્યો. રાજાજી તો અત્યંત આનંદ પામીને મ્હને ચાહ્યાં એટલાં ઇનામો ને શીરપાવ આપી, પોતાનો અંગરક્ષક ને મૂખ્ય કારભારી નિમ્યો. મેં રાજવૈદને પણ ખાસ ઇનામ અપાવી તેને કહ્યું:-"મેં તને વચન આપ્યું હતું કે, "હું **એક કટાકટીના ભારે સંકટના પ્રસંગે તને સહાય થઈશ!"** તે વચન મેં પાળ્યું છે." આમ સર્વ વૈદો ને જોશીઓ તથા તેમનાં વૈદકયશાસ્ત્રો ને જ્યોતિષશાસ્ત્રો બળી જતાં બચી ગયાં.

મ્હારી આવી ચઢતી દેખીને હું મનમાં મલકાયો, કે સુખની શોધ હવે મ્હારી સંપૂર્ણ થઇ! ધુર્ત વિદ્યાથી આજે લાખો રૂપૈયા કમાયો અને વળી રાજમાં માનપાન પામ્યો. પરંતુ પાછી પનોતી બેઠી. સુખનો દહાડો દુઃખમાં આવ્યો. "હે જીવડા!" હું મનસે કહેવા લાગ્યો; "હે સલાબત! હવે ચિંતા અને દિલગીરીનો છાપ ત્હારા ચહેરા ઉપર પડે છે. ત્હારો ચહેરો ઝાંખો પડે છે, ને ત્હારૂં શરીર વાંકું વળી જાય છે, ને ત્હારા હાથ પગ ઢીલા થઇ જઇને ત્હારો ઉમંગ અને ઉલટ સઘળાં નરમ પડતાં જાય છે. ચિંતાથી થતી મન અને ભેજાંની સ્થિતિથી ત્હારાં શરીર ઉપર ફેરફાર જણાય છે. હોજરી અને પાચનક્રિયાના અવયવમાં પણ ફેરફાર થાય છે, તેનું પણ કારણ ત્હારી ખોટી ચિંતા છે. ત્હારામાં સંતોષ નહીં મળે તેથીજ તને ચાલુ સ્થિતિ મનોરંજક લાગતી નથી. જરા મન ખુશ રાખીને ફર!"

(વાર્તા ચાલુ.)

# દિલાસા પત્ર.

(૩૫૩ મો.)

" Let not the fierce sun dry one tear of pain before thyself hast wiped it from the sufferer's eye. But let each burning human tear drop on thy heart and their remain, nor ever brush it off until the pain that caused it is removed."

(The Voice of the Silence.)

હે દુઃખ્યારી માતા! એક મહિનામાં બબે બાળક ને એક ભાઇ ને એક જમાઈ નવાઇના ત્હારાજ મૂઆ નથી, માટે બહુ કલ્પાંત નહીં કર. તું બીજાં દુઃખી માણસોને પુછી જો, કે બળાપાથી કોઇવાર તેઓનું કામ સુધરે છે? તેઓ પોતેજ ત્હારી આગળ કબુલ કરશે કે, બળાપામાં મૂર્ખાઇ શિવાય

બીજું કાંઈજ નથી. જે ઈનસાન પોતાની ઉપર પડેલું સંકટ ધીરજથી સોસે છે, તેનીજ તેઓ તો વખાણ કરશે. જે માનવી પોતાના કમનસીબનો બોજો પોતાના સર ઉપર શાંત્તિથી નિભાવે છે, તેની તેઓ ખુબીજ ગાશે. શેવટે તેનો દાખલો લઈ તેની નકલ પણ કરવાની ઈનસાનમાં ખાસિયત આવતી જશે. બીજાને દુઃખ થાય ત્યારે આપણે ડાહ્યાં ડોરાં થઈને પટાવ્યે સમજાવ્યે છિયે, પરંતુ જ્યારે આપણીજ ઉપર આવી પડે છે ત્યારે ચોરી છુપાઈએ પણ રડી પડયે છિયે. મહાન દિલાસા દેનારાઓનો એ તો જાણે કાયદોજ થઈ પડયો હોય નહીં શું, તેમ અંગ્રેજ ઉપદેશકો જૉન ગે અને એડવર્ડ મૂર પોતાનું દુઃખ જરા જેટલું પણ સહન કરી શકયા નો'તા. એથી ઉલટું, પોતાના દેશના લોકનાં દુઃખ આગળ પોતાનું દુઃખ પણ ભુલી જઈને, પેલો બાળક રાજા એડવર્ડ છઠ્ઠા મરણની થોડીક પળ અગાઉ બોલ્યો હતો કે; "ઓ ખુદા! હું તો મરૂં છું, પણ મ્હારા દેશને તું બચાવજે!" આગળ અગ્નિ બળે છે, પાછળ સૂર્ય તપે છે, રાત્રે ચિબુક-હડપચી તથા ઘુંટણ પેટમાં ચાંપીને સુઈ રહેવું પડે છે, ભિક્ષા માગવા માટે હાથ શિવાય બીજું પાત્ર પણ નથી, અને વૃક્ષની છાયા નિચે સુવાનું હોય છે, તોપણ જીવની આશાનો પાશ તેને છોડતોજ નથી. ચાલુ વહેવારમાં દુઃખી જીવોને આશા એ આશા છે, પણ રકમ રકમનાં બહુ તીવ્ર દુઃખો એટલાં બધાં પડી ચુકયા પછી જેને કેવળ નિરાશા થાય છે તે તો પરવારી ગયો, અને સુખી થયો સમજો. યાદ રાખજો, કે જે છેલ્લે હસ્યો તે ખરૂં હસ્યો કહેવાય. ખુશાલીના આવેશ પછી તો શોકનોજ વખત આવે છે. ફેટો, જે સુક્રવારે હસતો હતો તેને શનીવારે રડવું પડયું છે. તેના બાલ રાતા હતા અને તેની આંખો માંજરી હતી; તથા તે એવો વ્યાજખોરો અને ચાંપીને પૈસા મેળવવાનો લોભીઓ હતો, કે જ્યારે પોતાના ગુલામોથી વૈત્રું થઈ શકેજ નહીં એવા તેઓ બેહાલ થઈ જતા, ત્યારે તે બિચારા બુઢાઓને તે વેચી મારતો! તેણે આખર દહાડો કેવો બુરો દીઠ્યો! He who laughs on Friday will weep on Sunday. ફેસાઇનના આ વાકયનો અર્થ એવો ન સમજવો, કે શુક્રવારે હસવાથીજ શનીવારે રડવાનો વારો આવે; પરંતુ આજે હસવું ને કાલે રડવું એ તો માત્ર દુન્યાનો ક્રમ બતાવ્યો છે કે; He laughs best who laughs last, એજ કહેવત ખરી છે. સાઈકસ ડેન્ટેટસ જ્યારે છેકજ નિરાશ થઈ ગયો ત્યારે ગમે એવા સુહૃદઓ, શત્રુઓ, અને દુશમનોના જથ્થાથી પણ જરાએ ડરતો નહીં હોવાથી કોઇ પણ શત્રુ તેનો વાંકો બાલ કરી શકતો નહોતો, અને આવી નિરાશાની હિંમતને લીધેજ ૧૦૦ મારાઓની સાથે ટક્કર ઝીલી તેણે ૨૫ ને મારી નાંખ્યા હતા, અને બીજા ૩૦ ને ઘાયલ કીધા હતા! નિરાશામાંથીજ એક નવી જાતની આશા પેદા થાય છે; માટે નિરાશ થએલાથી તો ઘણું કરીને

ચાલવું જોઈએ. જેને કંઈજ ખોવાનું બાકી નથી તે ચાહે સો કરે.

અઝાં કઝ તુ તરસદ્ બેતર્સ અએ હકીમ !
વગર બા ચુ ઉ સદ બર આઇ બ જંગ.
ન બીની કે ચું ચુરએ આજેઝ શવદ;
બરઆરદ બ ચુંગાલ ચશ્મે પલંગ.
અઝાં માર બર પાએ રાઇ ઝનદ;
કે તર્સદ સરશરા ખે કુબદ બ સંગ.

ઓ સાહેબ! જે કોઈ કે તું થકી ડરતો હોય તેના થકી તું પણ ડરતોજ રહેજે. તેવા ડરકણ જેવા એક સો બિકણને પણ અગરજો તું પૂરો પડે એવો હોય તોએ તું માત્ર તેવા એકથી પણ ડરીને ચાલજે. શું તને નથી સુઝતું, કે એક ન્હાનું સરખું બિલાડું પણ જ્યારે પોતાના જાનથી હાથ ધોઈને નાઉમેદ થઈ જાએ છે ત્યારે ભલા ભલા ચિત્તા વાઘની પણ આંખ ઉખાડી કાઢે છે ! પેલા ગોવાળના પગ ઉપર સાંપે ડંશ એટલા માટેજ માર્યો, કે તે સાંપ બીધો, કે રખેને તે ગોવાળિયો તેના માથામાં પથ્થર મારીને તેનો પ્રાણ લે!

જ્યારે નાઈલ નદી ઉભરાતી ત્યારે તેના કિનારા ઉપરનાં સર્વ ઝાડો ને પાક તુટી પડતાં. પરંતુ પાણી ઉતરી ગયા પછી ઉલટાં બેવડાં જોરથી નવો પાક ને નવાં ઝાડો ફુટી નિકળતાં હોવાથી, નાઈલ નદીની આફતને લોકો આવકાર દેતાં હતાં. દુઃખો જ્યારે અંતેજં આવે ત્યારે લોંકડી હોય તે પણ વાઘ બને.

કહે રહા હય સમાં, યેહ આસમાં કુચ્છભી નહીં;
પીસ દુંગા એક ગરદેશમેં, જહાં કુચ્છભી નહીં.

જીસ જગેહ થા જમકા જલસા, ઔર ખુશરૂકા મેહેલ;
ચંદ કબરોં કે સિવા ઔર, અબ વહાં કુચ્છભી નહીં.

તખ્તવાલોંકા પત્તા, દેતે હય તખ્ત ગોરકે;
ખોજ મીલતા હય યહાં તક, બાદ-કુચ્છભી નહીં.

ગુંજતેથે જીનકે ડંકેસે, જમીનો આસમાં;
ચુપ પડે હય કબ્રમેં, અબહુ તેહાં કુચ્છભી નહીં.

"દિલાસાની દેનારી હે સખીઓ ! હું શી રીતે દિવસો ગુજારૂં ! અને હવે કયાં જાઉં તે કહો. એક પુત્ર મુવાથી રખે હવે બીજો પણ મરી જાય તેની મ્હારા મનમાં ચિન્તા વધી છે. મ્હારા તે મરનાર પુત્ર વિષે હવે કોણ અહીં આવીને તેનો સંદેસો કહેશે ? હવે તેના વિના મ્હારા જીવથી રહ્યું જાતું નથી. ખાવાનું પીવાનું અને બીજું સર્વ ગાન તાનનું સુખ ગમતું નથી, અને મ્હારા કહરવંતા પુત્ર વિના પળે પળે મ્હારો પ્રાણ તરફડે છે. દિલાસો આપવો સહેલ છે બ્હેનો, બોધ આપવો સહેલ છે, ઉપદેશ કરવો ઉત્તમ છે, દિલાસો દેવાનું કામ મુશ્કેલ

નથી; પરંતુ તે પ્રમાણે વર્તન રાખવું બહુ કઠણ છે. જરમનીમાં દુ:ખીને દિલાસા દેનારા લેસીંગ અને ફ્રેકેલ જ્યારે પોતાનીજ ઉપર ગીરદેશ આવી પડી ત્યારે ધ્રુજતા માલમ પડયા હતા કે નહીં? માટે હવે તો મ્હારૂં મોતજ વહેલું આવે તો સારૂં. મોત! અરે મોત! મ્હારે માટેજ તું કયાં ચંપાઈ બેહું!

જલદીસે મુજકુ પ્યારિયાં, પેવંદે ખાક કરના;
સુનતે હંય મર ગયે, પર રંજો અલમ નહોંગે.

હે સખીઓ! જલદીથી હું વ્હેલી મરૂં, ને તમો પણ મને વ્હેલાં ખાકની અંદર દાટી દેજો. કારણ કે, અમે તો એવું સાંભળીએ છીએ કે, મરી જઈશું ત્યારે હાલના જેવું કાંઇ દુ:ખ અને દરદ અમને થવાનું નથી. બ્હેનો! દિલાસા તમે આજે મને દો છો, પણ કેહતીની પેઠેમ કાલે તમારા ઉપર એવું પડશે ત્યારે તમે પણ એવીજ આકળ વિકળમાં પડશો." સખી એપસી બોલી:-

"હા બ્હેન! શોકના એકજ ફટકાને લીધે લ્યુડોવીકો સ્ફોર્ઝાના કાળા ભમર જેવા બાલ એકજ રાતમાં શ્વેત થઇ ગયા હતા. ચાર્લસ ૧ લાની જ્યારે તપાસ ચાલી ત્યારે પહેલી તપાસ વખતેજ તે જવાન હતો તે બુઢો ખખ, પાકેલા બાલ સાથનો હાજર થયો હતો! મેરી એન્ટોઇનેટને જે દહાડે કેદખાને નાખવામાં આવી તે દહાડે તેણીના માથાના તમામ બાલ ઓચિંતા સુફેદ થઇ ગયા હતા. આવું છે તોપણ બ્હેન! ઇંગ્લંડના રાજા રાણીઓનાં મોત તો યૂરોપના કોઈ પણ દેશના રાજા રાણીના મોત કરતાં વધુ શાન્તિથી નિપજેલાં નોંધાયાં છે. "બ્હેનો!" આ દુ:ખી માતા બોલી; "આ દુ:ખનો દરિયો અપાર છે, તેનો કિનારો હું કયાંય દેખતી નથી, અને પુત્રના દર્શન વિના મને બીજો આધાર મળતો નથી. શી રીતે ધીરજ ધરીએ અને શરીરની પીડા કેવી રીતે મટાડયે? તે વ્હાલા પુત્રને દીઠા વિના મ્હારાં નેત્રોમાંથી આંસુ વરસે છે. જે દર મહિને પગાર લાવતો હતો તે હવે લાવતો નથી, અને તેની ગડબડ સડબડ વિના મનમાં ઉદાસ થઇ રહું છું. દુ:ખ નહીં ખમાતું માટેજ, ઓ બ્હેનો! હવે રાત ને દિસ હું મોત માંગું છું. ખુદા મ્હારી અરજ હવે કાં નથી વાંચતો!

જબ તલગ આંખેં ખુલી હય, દુ:ખ પ દુ:ખ દેખેંગે પ્યારીયાં;
મુંદ ગઈ જબ અંખરીઆં તબ લેનો સબ આનંદ હય.

બ્હેનો! જ્યાં સુધી આ આંખો ઉઘાડી રહેશે ત્યાં સુધી તો ઓ સખીઓ! હું દુ:ખનું દુ:ખજ જોયા કરીશ; પણ ઓ બ્હેન! જ્યારે મ્હારી આંખો મિચાશે ત્યારેજ મને તો સઘળું ખુશી ભર્યું તથા આરામ ભરેલું થઇ જશે.

દિકરાનો મુખડો જોઇનેજ મ્હારા પ્રેમની પ્રતિતિ થાય; તે માયની કદર બાબું પુત્ર વિના હવે શી યુક્તિ કરીએ? પુત્રનો ચહેરો જોઇને પ્રત્યક્ષ મ્હારા મરનાર ખાવીંદનાં દર્શન થયા જેટલું સુખ થતું હતું, પણ હવે નો તેટલા

પણ લાભ વિના સુખ આવતું નથી ! હવે જીવને કેમ ઠેરવું?

"મન મારૂં હાય મુઝાય રે ! હું ક્યાં જઇ કહું?
મ્હારો જીવ બહુ ગભરાય રે ! હું ક્યાં જઇ કહું?
આધિ. વ્યાધિ ને ઉપાધિ આગે દુ:ખ અપાર;
તેમાં આ વિયોગનો પ્રભુ ઠગ સેંવાયે માર રે ! હું ક્યાં?
શું હતું ને શું થશે, એમ આવે અનેક વિચાર;
મનમાં દાવાનળ બળે, પ્રભુ બળતીને ના બાળ રે ! હું ક્યાં?"

હે માતા! આવી રીતે તેના તેજ દુ:ખો યાદ કરી કરીને તું ત્હારા દીકરાનાં અમસ્થાં હાડ ધ્રુજાવવા શિવાય આવાં કલ્પાંતથી કશુંએ કરી શકતી નથી. મરનારથી તમે જે ફાયદા મેળવતાં હતાં તે ફાયદા ગૂમ થયા માટેજ તમારૂં આ બધું રૂદન છે; પણ મરનારે કોઇ ફાયદો ગુમાવ્યો હોય તે માટે તમે રડતાં નથી મા. મરનારને તો કદાચ મોતથી સામો ફાયદો થયો હશે, માટે તે માટે અણઘટતો શોક કરી કદાચ તમે મરનારના ફાયદાની આડે પણ આવતાં હશો. માજી!

આપણામાં સાધારણ રીતે બોલવામાં આવે છે, કે જન્મ, લગ્ન અને મરણ એ ત્રણ બનાવો કુદ્રતના અચુક કાયદા મુજબ બનતા આવ્યાજ છે, તેમાં આપણી પોતાની ખાહેશ કે પોતાની મરજી કાંઈ કામ આવતી નથી. અવશ્ય કરીને જન્મ મરણ આપણા હાથમાં નથી. આપણા અમર આત્માએ આ મટ્ટીનું શરીર સંપૂર્ણતા મેળવવા ખાતરજ ધારણ કર્યું છે. શરીર વડે આ ખાકી જગતનો અનુભવ આત્મા મેળવે છે. પોતાની વૃધ્ધિને માટે આ દુન્યામાં ચોક્કસ કાર્ય કરી રહ્યા પછી આત્માને આ ખાકી શરીરની જરૂર ન રહેવાથીજ તેને આ શરીર નાલાયક જણાય છે, અને તેથીજ તેને છોડીને આત્મા ચાલતી પકડે છે; અને પોતાની વૃધ્ધિ આગળ ને આગળ કરવા માટે કુદ્રતના ચોક્કસ કહેલા નિયમો પ્રમાણે બીજી વધારે લાયક હાલતમાં જવા સારૂ આત્મા પોતાની તૈયારી કરવા લાગે છે, અને તે ક્રિયાને મોત કહીને આપણે રોઇએ છિયે.

એક ચિત્રકારે એક દિવસે પોતાના મિત્રોને કહ્યું કે; તેના હાથમાં જે કળા છે તે હવે જવાની, માટે તે જલદીથી એક છેલ્લો ચિતાર ચિત્રી લેવા ધારે છે. તેઓએ પૂછ્યું કે; "તું શું ચિતાર ચિતરવા ધારે છે?" તેણે જવાબ દીધો કે, "સઘળી ચીજની આખેરીનો!" એક મિત્રે પાછો ઉત્તર દીધો કે; "તમારી પણ આખેરી આવવાનીજ." જોકે આ તો મશકેરીમાં બોલાયું હતું, તોય તેના જવાબમાં પેલા ચિતારાએ ખરાં દિલથી, ગંભીર મનથી, અને ભરેલી છાતીએ કહ્યું કે, "હા ખરી વાત છે—જેમ જલદીથી એ ચિતાર પાડી લઉં તેમ સારૂં!" બીજે દહાડે તુર્તજ તેણે પોતાનું કામ શરૂ કીધું, અને જેમ બન્યું તેમ પુષ્કળ ઉદયોગ અને મહેનત કરીને તેણે તે પૂરૂં કીધું. પછી તેણે

પોતાના રંગની કુંડી હાથમાં લઈ ભાંજી નાંખી કડકે કડકા કરી નાખ્યા, અને બોલ્યો કે, "હવે મ્હારૂં પૂરૂં થયું!" માર્ચ માસમાં તે ચિતાર "આબેરી"ને નામે પ્રખ્યાત થયો, અને થોડાજ વખતમાં તેજ ધણીની આંખ બંધ થઈ ગઈ હતી!

યારાંને રફ્તેગાં પર કયું રોવે અય માદર?
કયા હમ રવાને સુએ મુલકે અદમ ન હોંગે?

હે માતા! આપણે શા સારૂ ગુજરી ગએલાં વ્હાલાઓ ઉપર મતમ કરીએ? શું કાંઈ આપણે બધાં નાશક ને નાણુદીના મકાનમાં રવાના થયા વગર રહીશું? આપણુ મરણ પામ્યા વગર રહેવાનાંજ નહીં. "મ્હારા દીકરા પથ્થરમાંથી પાણી કાઢે એવા હતા, તેને એકાએક શું થઈ ગયું!" આવું રૂદન રડીને તું ત્હારા જીવને બેવડો સંતાપે છે બ્હેન! શું બધાંજ અલમસ્તો જીવે છે? ને તવાઇ રહેલાં લોકો શું વ્હેલાં મરીજ જાય છે? જાડામાં જાડા અંગે લઠ રાજાઓ, પોરચુગલનો ઓલફેન્ઝો બીજો, ફ્રાન્સનો ચાર્લ્સ બીજો, તથા લુઇ ૧૬ઠો શરીરે ગમે એવા પુષ્ટ હતા, તોયે મરતે દહાડે સોહરાઈ સુકાઈને હાડપિંજર જેવા થઈને મરી ગયા હતા. માટે તમે એ પાંતીનો શોક ને સંતાપ નહીં કર્યા કરો બ્હેન! એક શાસ્ત્રકારે આ શોક મોહનાં અડપલાંનો ચિતાર આપ્યો છે, તે ચિત દઇને સાંભળો, એટલે તમને ગમખારી નહીં થશે.

ખેડુત ધાન્યનાં બીની વાવણી કરે છે. થોડેક કાળે એ વાવેલાં બીજ ફણગારૂપે ઉગી નિકળે છે; અને ધીમે ધીમે વૃધ્ધિ પામે છે. વળી વાવેલાંમાંથી કોઇ નિરર્થક પણ જાય છે, અર્થાત, નથી પણ ઉગતાં ખરાં. હવે ઉગીને વૃધ્ધિ પામેલાં બીજ, પ્રથમ ફણગારૂપે, પછી સોયારૂપે, એમ પોતાનું રૂપ ક્રમે ક્રમે બદલતાં બદલતાં છોડરૂપે દેખાય છે. આ છોડા વરસાદનાં પાણી અને સૂર્યના તાપથી મોટા થાય છે, ત્યારે તેઓને હળસાણી, રાંપ અથવા દંતાળથી હળવામાં આવે છે; હળતી વેળાએ ઘણાક છોડવા સમૂળા ઉખડી જાય છે, જે ફરીથી સારા થવા કે મોટા થવા ન પામતાં સૂકાઈ જાય છે, અને પેલા લીલા રહેલા છોડવાઓ કેટલીક મુદત સુધી વધીને નીકળવા માંડે છે. પ્રથમ તેઓને તૂલ આવે છે, તૂલ ઉડી જઇને કણસલાંમાં દૂધથી ભરેલા કણ ઉત્પન્ન થવા માંડે છે; તે કણ પાકીને સૂકાવા માંડે છે, કે તુરત ખેડુત દાતરડું લઇ, તે છોડવાઓની કાપણી કરે છે. થયું. કપાઇને ભોંયપર પડેલા છોડ સૂર્યના તાપથી સુકાઈને મરી જાય છે; અને તેમના ઉપર આવેલાં કણસલાંમાંના કણ તેમની સંતતી રૂપે પછવાડે રહે છે; તે પણ જીવડાંનાં કિંવા મનુષ્યોના આહારરૂપે નાશના પરિણામને પામે છે. અને એમ કરતાં પણ જે વધીને બચવા પામ્યા, તે પાછા આવતી રૂતુમાં વાવણીના કામમાં આવેછે. એ પ્રમાણે વારંવાર, પુનરપિ જનનમ્, પુનરપિ મરણં, પુનરપિ

જનની જઠરે શયનાંમ એવો એ અન્ન પેદા કરનાર ખેડુતની ખેતીનો ઈતિહાસ છે. એટલા માટે દરેક આફતો વખતે સ્કોટલંડના લોકોમાં દિલાસો દેવાનો આ સખુન જાણુકનો થઈ લાગેલો છે કે; There is a good time coming "**સારો વખત પાછળ આવેજ છે.**" આ વાકય તેઓ મરણ જીવનના દરેક દુઃખી પ્રસંગે ઓચરીને દિલાસો આપે છે.

છેક વરસ દોઢ વરસનું કેડ ઉપર રમતું બાળક મરે છે ત્યારે તેની માતાને શોર પડી આવે છે કે; "એ એકલું કયાં જશે?" પરંતુ પારસીઓમાં કહે છે તેમ, ખરેખરજ તે તો "**ફુલની વાડીમાં**" જાય છે, અને જયાં તે જાય છે ત્યાં તો તેના ઉપર ફુલજ ફુટાડવાને ઘણી ગુજરી ગએલી માતાઓ, પોતાનાંજ બચ્ચાંની માફક કેડ ઉપર લઇ, તેમને બોકીઓ દઇ, છાતી સરસું દાબવા મંડી જાય છે. ફુલની વાડીમાં આવેલાં આ ન્હાનાં બાળકોને ઝાઝો વાર ઉપરનાં ભુવનમાં રહેવું પડતુંજ નથી; તેઓ તો કેટલોક વખત ત્યાં વિસામો લઇને પેલા ખેડુતની ખેતીની માફક પાછાં પોતાની માતાના પેટમાં ગર્ભ લેખે આવે છે. ન્હાનાં બાળકોનો તો જીવતાં કે મરતાં એકસરખો આનંદ રહે છે. માટે તમે ન્હાનાં બાળકને બેઉ હાલતમાં ખુશી રાખો. જયારે મહાન એનેક્ષાગોરસને મરતી વખ્તનો શ્વાસ ચાલવા લાગ્યો ત્યારે તેને મરતી વખતની ઇચ્છા જણાવવા કહેતાં તે એટલુંજ બોલ્યો હતો કે; "છોકરાંઓને છુટી અપાવો, ને તેમને તહેવાર પાળવા દો!"

મકબરોમેં દેખતા હય અપની ઇન આંખોસે રોજ;
વ્હે બેરાદર વ્હે બેશ વ્હે ફરજંદ હય!

જેઓ ઘોરમાં દટાયાં છે તેઓને આપણી નજરોનજર પોતાની આંખોથી જોઇએ છીએ કે, આ ભાઇઓ છે, તથા આ બાપ છે, તથા આ સગાં અને આ ફરજંદ પડેલાં છે.



## સારો ભવ રળ્યો, ને પારકે લાકડે બળ્યો!



એક શ્રીમત સોદાગરનો દીકરો પોતાના બાપની કબર ઉપર બેઠો બેઠો એક ફકીરના દીકરા જોડે ભાંજગડ કરતો હતો કે; "મ્હારા બાપની ઘોરની પેટી તો પત્થરની છે! તેની ઉપર તો સોનેરી અક્ષરોથી લેખ લખેલા છે! વળી તે ઉપર તો સંગે મરમર અને સંગે મુસા જેવા ભારે પથ્થરો જડેલા છે. વળી તેને પીરોજાની ઇંટો વડે તો ચણી લીધેલી છે! અને ત્હારા બાપની કબર ઉપર તો કંઇજ બળે નહી! અમથી બે ત્રણ ઇંટો ચાળીને તેના ઉપર તો એક

બે મુઠ્ઠી જેટલું મ્હોડું ઢાંકી મુકેલું છે!" ફકીરજાદો બોલ્યોઃ—"ચુપ રહે નાદાન! ત્હારો બાપ તો સારો ભવ રળ્યો, ને પારકે લાકડે બળ્યો. ત્હારા બાપથી તો હજી સુધી આ ભારે પત્થરોના બોજાને લીધે કબરમાં જરા હિલી હાલી પણ શકાયું નથી, તેટલાં મ્હારો બાપ તો બેહેસ્તમાં જઈ પહોંચીને ત્યાં નવો જુનો પણ થઈ ગયો છે!"

"ખર કે કમતર નેહંદ બર વએ બાર;
બરેહ આશુદેતર કુનદ રફતાર."

જે ગધેડાં ઉપર બોજો થોડો લાધેલો હોય તેજ ગધેડું રાહમાં ઘણું આશુદું ચાલે છે. હે મા! હવે વળી એક બીજી ખેતી વીશે સાંભળો.

બીજી એક મોટી ખેતી છે, જે નિરંતર થયાજ કરે છે, વવાય છે, ઉગે છે, વધે છે, ફાલે છે, ફુલે છે, કરમાય છે, સૂકાય છે, કપાય છે, નાશ થાય છે, એવું જ્ઞાનીઓ રોજનું રોજ શાંતિથી જૂએ છે—અને અજ્ઞાનીને તેમાં શોક અને મોહ પણ થાય છે. **સંસાર રૂપ આ ખેતી છે.** તેમાં વાસના દેહ રૂપ **બીજ** માતા રૂપ પ્રકૃતિ એટલે જમીનમાં રોપાય છે; તેમાંથી તે બીજ જન્મવા રૂપે ઉગે છે, ને થાનમાંથી દુધ ભોજન ઈત્યાદી વૃષ્ટિથી વૃધ્ધિ પામે છે. તેમાં બાળકો ઉપર આવતા શીતળા, ઉપળ્યાં, ઉંટાટીઆં, ઈત્યાદિ રોગો રૂપ હળમાંથી, રાંપ કે દંતાળ વડે તે હળાય છે. તે વેળા હળાતાં કેટલાક બાળક રૂપ છોડવાનો નાશ પણ થઈ જાય છે, પણ તેઓમાંથી બચેલા આગળ વધી પરણીને સંસારમાં પડીને ગૃહસ્થાશ્રમ માંડવા રૂપે ઉગે છે, ફળે છે, અને પાકેલા છોડવાની જેમ કાપણી કરવામાં આવે છે, તેમ એ મનુષ્ય રૂપ છોડવા પણ અવસ્થા પહોંચવા રૂપ કાપણીનો સમય આવી પહોંચવાથી, અનેક રોગાદિક દાંતરડાં વડે કપાઈને નાશ પામે છે. અર્થાત્ મરણ પામે છે. તે ઉપર કવિ કહે છે નીચલો સંવાદ.

બાબૂલ કહત યૂં રોરોકે—બિનતી સુન બનમાલી;
કયુ એક દ્રષ્ટ નહી દેખત? સબકો હૈ તું વાલી!

એક વખતે બાવળનાં ઝાડે રડી રડી વિનંતી કરીને, વનમાળીને કહ્યું કે; આ મ્હારી અરજ તું સાંભળ! કે "તુંજ એકલો જ્યારે અમ સર્વ ઝાડોનો વાલી છે, ત્યારે સઘળાને તું એક સરખી નજરે કાં જોતો નથી?"

કવચિત દિયે હૈ ફુલ સુગંધિત--ચમકત હૈ લાલી;
દૂર રંગ કછુ ના સુગંધ લઘુ--પાતબિ હૈ પાલી.

કેટલાંક ઝાડોને તેં ખુશબોદાર અને કેટલાંકને ખુશનુમા રંગનાં ફુલો જ્યારે આપ્યાં છે, ત્યારે મુજને તો તેં સુગન્ધી વગરનું બદ રંગનું ફુલ આપ્યું અને પાંદડાં તો એટલાં બધાં ન્હાનાં આપ્યાં છે, કે તેને પાંદડાં નહીં પણ પાળી કહીને લોકો કહે છે! એટલો બધો ગેર ઈનસાફ મનેજ કાં કીધો?

કિયે કોઇકો કાષ્ટ સુવાસિત—ફૂલ લટકત ડાલી;
લાખ હમારે તનમેં કાંટે—ખટકત હૈ ખાલી.

જ્યારે કેટલાંક ઝાડોનાં લાકડાં તેં સારાં ખુશબોદાર ભરેલાં કીધાં, અને કેટલાંકની ડાળીએ ફૂલોની નવાજીશ કીધી, ત્યારે મ્હારાં શરીરમાં લાખોલાખ કાંટાઓજ તેં શું કામ ભોંકી દીધા, કે જે કાંટા હમેશાં મ્હને ભોંકાયાજ કરીને દુઃખ કરે છે?

કોઇ કાષ્ટસે ફિરોજ બાંધે—ગાડી કયા સુખપાલી;
ખાખ બિના નહિ અંત અમારે—કિસમતકી ર્‌હે ખાલી.

ફિરોજ કવિ કહે છે કે, કોઈ ઝાડોનાં લાકડાંની ગાડીઓ અને સુખપાલ એટલે પાલખીઓ બનાવે છે, ત્યારે મ્હનેજ એટલું બધું કમબખ્ત કાં બનાવ્યું, કે અંતે પણ બળીને ખાક થવા સિવાય બીજાં કશાં કામમાં હું આવતું નથી! ખેર. અંતે બધા માળીએ મરી ગયા, અને પછવાડે તેમની પ્રજા રૂપ રહેલાં ફળોથી પાછી નવી ખેતી તો થાય છે, ઉપજે છે, ને નાશ થાય છે, એ નિત્યનો ક્રમ છે. આ મ્હારો પુત્ર, આ મ્હારૂં કુટુંબ, તમે, હું અને પ્રાણી માત્ર એ સંસારની ખેતીના છોડવા છીએ, માટે જમડો—ખેડુત એકવાર અવશ્ય આપણી કાપણી કરશેજ, તો પછી તેમાં કોને માટે કોણે ખેદ કરવાનો રહ્યો છે મા? કોઇ વહેલું તો કોઇ મોડું, પણ જમડાના દાતરડાંનો ભોગ થશેજ થશે મા.

ચુનીનસ્ત કીશે મસીહા કે દમ; ઝની તીઝ ગરદ કર્સી ઝાન દેઝમ.
ન બર રાયે રાહે મસીહા બુવદ; બફ્રર્જામ ખરમશ ચેશીપા બુવદ.

ક્રાઇસ્ટના અનુયાયીઓ તો ક્રીસ્ટી ધર્મનો એટલો બધો તો ચમત્કાર કહે છે કે, માત્ર ફૂંક મારવાથી મૂએલા ક્રિસ્ચીઅનને જીવતો કરી શકાય છે. પરંતુ ક્રિસ્ચીઅનોને પોતાનેજ પોતાના પેગંબરનાં આ વચન ઉપર અવિશ્વાસ હોવાથી ક્રાઇસ્ટના કહ્યા મુજબ તેઓ કયાં ચલે છે? અને તેઓએ ધાર્મિક ફરમાનને યકીનદારીથી નહીં માનવાથી આખરે તો તેમનોજ પવિત્ર ક્રોસ તેમનોજ શત્રુ થઈ પડયો છે. શું ફુંક મારેથી મૂએલાં જીવતાં થાય?

માજી! મોત અટકાવવા વીશેના આવા કોઇપણ ખ્યાલી વિચારો તમે મનમાં લાવશોજ ના. મોતની આગળ જોષી બ્રાહ્મણનું કે ક્રાઇસ્ટનુ પણ કાંઇ કામ નથી. એટલા માટે સર વોલટર ડીગબી મરતી વેળાએ દ્રઢતાથી બોલ્યો હતો કે; "મ્હને પેલી સામેની ખુરસીપર બેસાડો! મને એક ગમથી બોલાવણું આવ્યું છે, જ્યાં જવાને હું કોઇપણ રીતે બંધાયેલોજ છું. પ્યારી જુલિયા! પણી લાવ! ત્યાં ગયા શિવાય મ્હારો છુટકોજ નથી!" ડયુક ડી આયર્નને બાળવયમાં કોઇ જોષીએ એવો ધમારો આપેલો કે; "બરગન્ડીઅમ-કુટકાથી તું સંભાળજે!" તે ઉપરથી બરગંડીનું નામ સાંભળતાંજ તે અધમૂઓ થઇ જતો!

તેના જીગરમાં રાત ને દહાડો બરગંડીનીજ ચિંતા, બરગંડી નામનોજ ધાસ્કો, ને બરગંડીઅન કૂટકાનાંજ સ્વપ્નાં પણ આવતાં. જ્યારે રાજા હેનરી જથાના વખતમાં તેને રાજદ્રોહના વાંક માટે મારી નાખવામાં આવ્યો, ત્યારે છેવટ છેવટ પણ તેણે પૂછ્યું હતું કે: "મ્હારો પ્રાણ લેનાર આ જલ્લાદ જાતનો કોણ છે વારૂં?" ત્યારે લોકો બોલ્યાં; "એ બરગંડીનો માણસ છે." ડયુક કહે; "અલ્યા આખું જીવન તો ત્હારા ધાસ્કામાં પૂરૂં કીધું, પણ અહિં પણ તુંજ મને નડવા આવ્યો! ખેર. પણ હ્યાં મળ્યો છે તો મળ્યો છે, પરંતુ મને ત્યાં પણ દુઃખ દેવા મ્હારી સાથે ના આવતો!" મોત વીશેની આવી ધકના ઈશ્વરનું સ્મરણ પણ ચુકાવીને માણસના વહેલા પ્રાણ લે છે. માટે

પ્યાજી બાજી જૂઠ તજ, લોલપ લોલ સ્વભાવ;
હિંદુ પતિ તો મર ગયે, નાને માધવરાવ.

નાને માધવરાવ, મુવે જૈસિંગ સવાઇ,
મિરઝાં કુલિ નવાબ, મોત તિનકું ભી આઈ.

કહત દાસ કલ્યાન, ભયો કાયામેં રાજી;
ભજ ભજ શ્રી ભગવાન, જૂઠ તજ પ્યાજી બાજી.

આ ખલકમાં રહેલાં સર્વ પ્રાણી અને પદાર્થો, આનંદઘન નામના આત્મારૂપી ખેડુતથીજ પળાય છે અને ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયા પછી તે આનંદઘન આત્માથીજ આ સ્થિતિને પામે છે; એટલે સંસારરૂપ ખેતીનાં ફળોનો લાભ લઇ તેમાંજ ઘુમે છે, અને અંતે આનંદસ્વરૂપ પરમાત્મામાજ તે લય પામે છે. અર્થાત; એ પરમાત્મા જેવા મહાન ખેડુતની કાપણીમાં કપાઈ પણ જાય છે! ત્યાર જેણે પાળ્યું, પોષ્યું, લણ્યુ, તેણેજ કાઢી નાંખ્યું, તેમાં શોક શાને વાસ્તે કરવો. જોઇએ ના? આપણાં વ્હાલાનાં મોત વખતે આપણને દુઃખી દેખીને દુઃખી થનાર તાઇ બાપણો ખરેખરો મિત્ર નથી, પણ જ પોતાને દુઃખ નહીં પમાડતાં આપણને સુખ થવા માટે પોતાનું બળ વાપરે છે તેનેજ આપણા દુઃખની ખરી લાગણી છે એમ જાણવું. આપણને દુઃખી જોઈને આંખમાંથી આંસુઓ પાડનાર, અને આપણાં દુઃખના અગ્નિનો મોટો ભડકો થાય એવાં હજારો શોકનાં વચનો બોલનાર માણસ આપણો શત્રુજ સમજવો મા. તેઓ અજ્ઞાનતામાં આપણું હિત કરવા જતા. કેટલુંક આપણું ગુપ્ત રીતે નુકશાનજ કરે છે મા. માટે જો આપણું દુઃખ જણાવવા બીજા લોકોને જણાવવાનું આપણું મન થાય તો માત્ર તત્ત્વવેત્તા, ગુણીજન, ગુરૂ જ્ઞાની આગળજ કહેવું મા. કેમકે તેવા જ્ઞાનીઓજ આપણું દુઃખ ટાળવાના ઉપાય કરે છે, અજ્ઞાન સગાંસ્નેહિઓથી તો કાંઈજ બનતું નથી મા. માટે તેવાં અજ્ઞાન મિત્ર કે સગાંની આગળ ત્હારૂં દુઃખ રડયા કરે એ તો દુઃખ વધારવાનુંજ કારણ થઈ પડે છે. શોક થાય છે, તેનું કારણ એટલુંજ કે,

આ સંસારનાં બુદ બુદ જેવાં ક્ષણિક સુખોનો આપણી જીભે જબરો સ્વાદ લાગ્યો છે; અને તેથી કૂવાનાં દેડકાં પેઠે પળવારના વિષય સુખના સ્વાદમાં આસક્તિ થવાથી સર્વ સુખનું ધામ આ જગતનેજ માન્યે છે, અને તેથી તેના નાશથી મોહવશ થઈ શોક કર્યે છે. હે જગમોહિત માતા! આ સૌ શું તમને કૌતુક જેવું જણાતું નથી? જણાય છેજ. માટે ઈશ્વરની આવી કરામત ઉપર વિશ્વાસ લાવીતે મહા પ્રભુની દયા માંગો, હજી કાંઈ આફતનો પહાડ તમારા ઉપર તુટીને ધસી પડયો નથી. સબુરી રાખેથી પહાડ પણ ખસી જશે.

હવે તમારા મૂએલા કહેવાતા પૂત્રનું શું થાય છે તેનો વિચાર કરો માય. તેનું જ્ઞાન થવાથી તમને રાહત થશે. તમારાં મૂએલાં વ્હાલાંનું ખાકી શરીર ભષ્મ થયલું હોવાથી જે પણ કાંઈ કાર્યો તે આ જગતનાં જાણી શકે તે એટલાંજ, કે જે આપણું સૂક્ષ્મ શરીર છે તે શરીર સાથે જેટલો સંબંધ ગુજરેલું વ્હાલું., પોતાના સૂક્ષ્મ દેહથી રાખી શકે તેટલીજ વાત તે મરેલું વ્હાલું જાણી શકવાનું. ગુજરેલું વ્હાલું, જે કાંઈ જોઈ શકે છે તે માત્ર આપણું સૂક્ષ્મ શરીરજ જોઇ શકે છે. જ્યારે આપણે નિદ્રામાં પડયે ત્યારે આપણું ચૈતન્ય તો સૂક્ષ્મ શરીર માર્ફતે પોતાનો કારભાર ચલાવે છે, તેથી આપણે જ્યારે ઉંઘ્યે ત્યારે આપણાં વ્હાલાંઓ આપણને જાગતાં જૂએ છે, અને જ્યારે આપણે પાછાં સ્થુળ દેહમાં પેસી જઈએ ત્યારે આપણાં વ્હાલાંઓ આપણને ઉંઘતાં દેખે છે. કેમકે તેઓનું સૂક્ષ્મ શરીર આપણા સૂક્ષ્મ શરીરને જોય છે, છતાં આપણે તેમના શરીરને આ ખાકી દેહ વડે દેખી શકતાં ન હોવાથી આપણાથી તેમની સાથે વહેવારમાં આવી શકાતું નથી. જેમકેઃ આપણો પ્યારો આ જગતમાં પલંગ ઉપર જીવતો છતાં જ્યારે ઉંઘાય છે ત્યારે તેને આપણે જીવતો છે એમ જાગુત છતાં તેની સાથે જેમ આપણે વાતચિત કરતાં નથી, તેમ મુએલાં વ્હાલાંઓ, જ્યારે આપણે ઉંઘમાં પડયે ત્યારે (ખાકી દેહમાં દાખલ થઈ સજાગૃત થઈએ ત્યારે) આપણી સાથે વહેવાર રાખી શકતાં નથી. મુએલાંઓ તો હરઘડી આપણને જૂએ છે. રાત્રે તો તેઓ આપણને મળે છે, પણ દિવસે તેઓથી આપણે પોતેજ દુર થઈએ છીએ. માટે ખુદા ઉપર બેસો. મોતની માતમ કરવી મિથ્યા સમજો ના! ભલી ભલી એણની વખતે તે માલિકે ભલાંભલાં સંકટોમાંથી ભલાં ભક્તનું તારણ કરેલું છે; માટે તેવી રીતનું તારણ કરવા તે સાહેબની પ્રાર્થના કરો કે, 'હે પ્રભુ! માછલાંની આકૃતિથી માછલીનો અવતાર લઈને દુઃખના દેનારા શંખ જેવા શંખાસુર નામના શત્રુને તમે માર્યો, અને અપાર ખેદથી બ્રહ્માની મદદ માટે સમુદ્રમાં પેશી જઈ વેદોનો ઉધ્ધાર કર્યો; પોતાના મનની ઇચ્છાથી વારાહ અવતાર ધરીને મહા સાગરમાં પેશીને દુઃખના દેનારા હિરણ્યાક્ષને માર્યો, અને તેને યુદ્ધમાં જીતીને પોતાની દાઢમાં પૃથ્વિને ધારણ કરી, કૂર્માવતનો અવતાર ધારણ કરીને પોતાને

કામબો કહેવરાવી માયિક અસુરો અને દેવોને તમે બોલાવ્યાથી તેઓ સર્વે આવ્યા; પછી તેમની પાસે શ્રમ કરાવીને સમુદ્રનું મંથન કરાવ્યું, તથા તેમાંથી ચૌદ રત્નો મેળવી દેવોને વહેંચાવી આપ્યાં, તો પછી હે મોટા બાપ !

હરાન ચેહ તુ અઝ બેહેરે મન અએ ખુદા !
બે કરદી ઓ ખાહી કુની અઝ રઝા !
બરાન કારે તુ સએ શીક્રત હઝાર,
બ રાઝી હુંદેહ મી કુનમ બી શુમાર.

હે મોટા બાપ! મ્હારા હકમાં જે કાંઇ તેં આજ પર્યંત કર્યું છે તથા આયંદે પણ તું જે કાંઇ કરશે, તે ઉપર તવકકોલ રાખીને હું રાજી રહીશ; સબુરી અખત્યાર કરીને હું ત્હારા આણહદ શુકરાના કરીશ. હે પરમાત્મા! આપે સિંહના જેવો દેખાવ કરીને નૃસિંહ અવતાર બની જઇ તમે સ્થંભને ફોડીને સાક્ષાત પ્રગટ થયા હતા, અને અહીં નાશ પામે એવા હિરણ્યકશ્યપુ નામના અસુરની છાતિ ચીરી નાંખીને તેને તમે માર્યો, તથા પ્રેમ ભાવથી પોતાના દુઃખી ભકત પ્રહ્‌લાદને અનેક સંકટોથી ઉગારી તમારા ખોળામાં લીધો, ત્યારે આવા મુકિતના આપનાર પ્રભુની સ્તુતિ કરવાનું ને ભકિત કરવાનું, હે માતા હવે તું પણ શરૂ કરી દે ! જે પ્રભુ બળી રાજાના યજ્ઞમાં વામન રૂપ ધારણ કરીને ગયા હતા, અને તે રાજાની કસોટી કરવા થકીજ તે રાજાના રાજમાંથી સાડા ત્રણ ડગલાં પૃથ્વિ માંગી લીધી હતી, અને જ્યારે તે રાજાએ પ્રભુના માગ્યા મુજબ આપવા માંડી, ત્યારે પોતે અતિ અદભૂત વૈરાટ રૂપ ધારણ કરીને, આખા બ્રહ્માંડમાં વ્યાપી ગયા હતા, તેજ ત્રણ ડગલાંમાં તો તે મહા પ્રભુએ ત્રણે ભુવનો લઇ લીધાં હતાં. એવા મહા પ્રભુ દુઃખ આપે છે તે તો પોતાનાં પ્યારાંની કસોટી કરવાજ આપે છે. તેજ માલિકે મુનિને વેષે પરશુરામનો અવતાર લઇ ફરસીનું આયુધ્ય અને શસ્ત્ર બાંધીને સહસ્રાર્જુન સાથે યુધ્ધ કરી, આજુર્દા કરીને પણ તેનું તારણ કર્યું હતું, તેમ ત્હારૂં પણ તારણ કરવા થકીજ ત્હારા ઉપર દુઃખોની કસોટી કરે છે, અને છેવટે તો ત્હારા મનમાંની ઉમેદ મનમાંજ રહી જવાની છે. જેરૂસલેમના છુટકારામાં મૃત્યુના ઝરા વીશે એવી બીના આવી છે, કે તે ઝરો જોતાંજ માણસને તરસ લાગે છે, અને તે ઝરના પાણી પીતાંજ માણસને હસવું આવે છે, અને તાતકાળ મરણ પામે છે! આ અલંકારની મતલબ પણ એવીજ છે કે, આ સંસાર સર્વને સ્વદિષ્ટ લાગે છે, અને તેની માયામાં લપટાવાથી માણસને આનંદ તો લાગે છે, પરંતુ એ આનંદ થોડોજ વારનો હોય છે; કેમકે મોત તેને એકાએક ઉંચકી લઇ જાય છે, અને તેના મનની ઉમેદ મનમાજ રહી જાય છે. એક આરબ મુસાફર રેતીના રણમાં એકલો અટુલો પાણીની તંગીથી તરસ્યો અને ભૂખે

મુજબ પોકાર માર્યા કરતો હતોઃ—

ઈમા લૈત કબલ મઈઅતી, ઈઓમન અપુઝો બમોન્યતી!
નેહગેન તલાતોમ રેફ્રુબતી, ફ્ અઝુલો અમલાઓન કેરબતી?

હે બાપ! હું એટલુંજ ઈચ્છું છું, કે મ્હારા મુવાની માત્ર એક દિવસ આગમચ પણ હું મ્હારાં મનની મુરાદ પાર પડેલું જોઉં! જે નદીને પાણીના મોજાઓ થડાથડ તમાચાઓ મારે છે, તેજ નદી વળી મ્હારા પગનાં ઘુંટણને થબડાક લગાવે છે, અને હું તેથી મ્હારી પખાલને ભરી લઉં છું! અર્થાત, દુઃખના ઝપાટામાંજ હું મ્હારી મશ્ક ભરી શકું છું. માટે હે અમ્મા!

હરી નામકી કરલે જપના, આજ હુએતું કાલ ન અપના. જુના મરશે નહીં તો નવાં મંડારોજ કેમ? સાસુઓ મરતીજ ના હોય તો વહુઓને ઘરની રાણી થવાનો લ્હાવો મળેજ કયાંથી! ફરતાફરતી સૌની વારી આવવાનીજ,

અકબર બાદશાહના નબીરાના લગ્ન હતાં. આખો મહેલ ગાજીવાજી ને ગાનતાનમાં ગુલતાંન બની ગયો હતો. જેટલા જોઇએ એટલા વૈભવ બાદશાહ આગળ હાજર હતા. દબદબાદાર મજલીશ બેઠેલી હતી. એવામાં બાદશાહે વઝીરને મોજમમાં કહ્યું; "વઝીર! વઝીર! એક નહીં હોત તો કેવુ સારૂં!" વઝીરે ઉત્તર વાળ્યો; "ત્યારે આપ કયાંથી હોત!" મજલીશ બરખાસ્ત થયા પછી શાહજાદાએ વઝીરને પૂછયું; "તમે ને બાદશાહે એ ગુપ્ત વાત શી કીધી?" વઝીર કહે; "ગરીબ પરવર! બાદશાહે આ બધી રૂડી રામશણી ને રળિયામણો વૈભવ દેખીને મને કહ્યું, કે આવાં બધાં સુખો છે, ત્યારે મોત નહીં હોત તો હું આ અમન ચમન કર્યાજ કરત!" ત્યારે મેં કહ્યું કે; "મોત નહીં હોત તો તું આ તખ્ત ઉપર આવતજ કયાંથી? બાબર મરતે નહીં તો હુમાયુ ગાદીએ આવતજ નહીં, ને હુમાયુ મરત નહીં તો ત્હારા પિતાજી અકબર તખ્તનશીન થઇ આજના જેવો વૈભવ ભોગવતજ નહીં! તમે તમારો રાજધર્મ સાચવો ને ઈશ્વરને નાશ કરવાનો જે નાદ છે, તે નાશ માટે તમે પણ તૈયાર રહો!"

न धर्मकालः पुरुषस्य निश्चितो न चापि मृत्युः पुरुषं प्रतीक्षते।
सदाहि धर्मस्य क्रियैव शोभना यदा नरो मृत्युमुखेऽभिवर्तते ॥

મોત કંઇ કોઈની રાહ જોતું નથી. એટલા માટેજ માણસે પોતાને મળેલા ધર્મની સાધના સારૂ કોઇ નક્કી કરેલો નિમી આપેલો વખત નથી. માણસ તો હમેશાં મોતના ડાચાંમાંજ છે, માટે દરેક વખતે જેણે તેણે પોતાને માટે નિર્માણ થએલા ધર્મ પ્રમાણે ચાલવામાંજ શોભા સમજવી. ઈશ્વરની યાદમાંજ મજા છે. સંતાપના કે ભયના વખતના ધ્રુજારાની વાતજ ના બોલતી-

ત્હાસ જેવી, ન્હાનાં મૃત્યુ પામેલાં બાળકોની માતાનાં કાલ્પનિક સંતાપો બહુ વિચિત્ર હોય છે. વરસાદ ઘણો પડે, રાત અંધારી હોય, રસ્તે જતું આવતું કોઇ

દેખાતું નથી, તે વેળાએ રાતને વખ્તે કેટલીક માતાઓ આકાશ તરફ જોતી જાય છે ને રડમસ થઇ સંતાપ કરે છે, ને ઉદાસીથી અફસોસ કરે છે કે; "મ્હારૂં ૭ વર્ષનું ફુલ જેવું ગુલાબ બચ્ચું! અરેરે! માય વગર કેવું એકલું અટુલું આવા મારમારના વરસાદમાં ભિંજાઇને તલખોર થતું હશે! અરે ખુદા! તે બચકાબોળ થઇ ફુલની વાડીમાં કેવું પલળી જતું હશે!" વળી સખ્ત તડકો પડે ત્યારે તેણી હરણ ફાડ ડોળે આસમાન તરફ નજર કરી મનમાં ને મનમાં બળાપો ને વિલાપ કરે છે કે, "આવા તાપમાં તે કેવું તપી જતું હશે!" "હિમાલય કરતાં ઉંચા આકાશ ઉપર તે કેટલું બધું ટાઢે ઠરઠરતું હશે!" એમ સખ્ત ઠંડીના દિવસોમાં તેણી કકળે છે. "મુઈરે હું માયની થતી! તે નાગું ઉઘાડું કેવી આપદા વિપત્તિ ખમતું હશેરે ખુદાય!" આવા આવા ખ્યાલી ને ખોટા વિચારો કરીને મુવા પછી રૂવાનની હાલત વિષેનાં અજ્ઞાનપણાને લીધે, બેહેસ્તને બહુજ બહુજ હજારો કોશ દૂર અને કોઈ અકુદ્રતી જગ્યો માની લેવાના તેમનાં અજ્ઞાનને લીધે આવા બધા જુઠા સંતાપો અભણ માતાઓ કરતી બેસે છે. મટ્ટીમાં મટ્ટી થઇ ગયા પછી તે ફુલ બચ્ચાંનો આત્મા તો ત્હારી આગળ ને આગળજ આવી રહેલાં સુંદર ભુવનમાં ગેલ કરે છે, ને તું શા માટે હેબતાય છે માતા! "મ્હારૂં વ્હાલું કયાં છે! કયાં છે!" કર્યા કરશે, "મ્હારો ભાઈ કયાં ગયો! કયાં ગયો! કર્યા કરશે," તો મગજથી પણ તું ખસી જશે. એજ પ્રમાણે વળી મરવા સૂતેલાં માનવીઓ પોતાની પાછળ જીવતાં રહેલાં વ્હાલાંઓનો ખ્યાલી અને ખાલી ગમ ખાય છે, ને હેબતાય છે.

રાણી બેન પણ મરતી વખતે એવું બોલતી સંભળાઇ હતી કે, "મ્હારા ભાઈ! મ્હારા વ્હાલા ભાઈ! ત્હારૂં શું થશે!" મૂએલા પૂત્રની મોહમાયામાં તું મગજથી ખસી જશે મા, ખસી જશે. જાફરપાશા પોતાની જલીખાંને મેગ્નેશિયાના હાકમ ઊશમાન ઓગલુ સાથે પરણાવવા માંગતો હતો, પરંતુ જલીખાં પોતાનો પ્યાર પોતાના પિત્રાઇ સલીમને આપી ચુકેલી હોવાથી, બન્નેનું પ્રેમી જોડું બાપના ગામમાંથી નાસી છુટવા લાગ્યું; પરંતુ જાફરપાશાએ સલીમને ગોળી મારી ઠાર કીધો, કે જેથી બેટીને તે પાછી મેળવે. પરંતુ સલીમનાં મૃત્યુથી જલીખાં એટલી તો ગમમાં ગીરફતાર થઈ પડી, કે ટુંક વખ્તમાંજ તેણી પણ ઝુરી ઝુરીને મરણ પામી! એક પૂરી વ્હાલી બેટીથી જયારે ડોસો છુટો પડયો ત્યારે તે પવનની સાથે પણ વાતો કરતો; ને વાયુને પણ પૂછતો કે! "અરે પવન! મ્હારી પ્યારી પૂત્રી છે કયાં?" હવામાં પડઘા પડતો કે, "કયાં?" ત્યારે જાફર માથું કુટતો ને બેવડા કહેરથી રોતો કે; "મ્હારી બાળક બેટીના હાલ કેવા થયા હશે?"

અમ્મા! સંસારમાં રહેવા છતાંજ ઈશ્વરની ભક્તિ કરવી. કાયા-વાચા-ને મન

વડે ઇશ્વરને આકારવાળો અને મનમાં અવતાર રૂપી કલ્પીને તન કે ધન ઇત્યાદિ સર્વ કાંઇ તેનેજ અર્પણ કરવાં, જેથી માયાનું સ્વરૂપ તને ભયંકર લાગશે નહીં, અને ત્હારાં દુઃખડાં તને ઘણાંજ હલકાં લાગશે. અને પીઠે ઇશ્વર ઉભેલો જ છે; એવો તને હર હમેશ સધિયારો પણ રહેશે, અને છેવટે ત્હારામાં એક જાતની જોરાવર ધીરજ આવી જશે. અરે મા! આ જગતની ગતિ રીતિ તો બે ધારી તલવાર જેવી છે. આપદામાં આવેલાં દુઃખી ગરીબોનાં સંકટમાં સૌ કોઇ સંકટ વધારતાંજ જણાશે, અને મારે તેની તલવારનું રાજ્ય ચલાવનારાં એવાં લોકોને તો સૌ કોઇ પંપાળીને તેમને રાજી રાખવા વહેલાં વહેલાં દોડી જશે. પડયા ઉપરજ પાટું મારશે.

Suffer little children to come unto Me,
For such is the kingdom of Heaven.

ન્હાના બાળકોની કબરો ઉપર પણ એવાજ માર્મિક લેખો આપણે વાંચ્યે છિયે કે, તે માલિકની દરઘાહમાં પહોંચવા સારૂ તેમને પણ દુઃખોની કસોટીમાંથી પસાર થવું પડે છે. ઇશ્વરની રાજય સત્તાનો કાયદોજ આવો હોય છે.

મેરી મેરી કરત, ફરત મગરૂરમેં; કાયા માયા કાજ, કમાયા કુરમેં;
પલક માંહિ ગ્રહ આઘ, હોય સબ પારકા, પર હાં હોયગા તેં કીક, શરીર તમારકા.

અમ્મા! તું ખાત્રીથી માન, કે મુઆં તે તો સુખે સુતાં, ને પોતાનો ઇનશાફ દાદારની દરઘામાં કરાવીને પરવારી પણ ગયાં, અને તું અમસ્થી હેબતાઇને તેમના મોત ઉપર અફસોસ કરતી બેઠી છે.

દેહ ગેહસેં નેહ, નિવારી દિજીયે; રાજી જાસેં રામ, કામ સોઇ કીજિયે;
રહ્યા ન બેસી કોઇ, રંક અરૂ રાવ રે; કરલે અપના કાજ, બન્યા હદ દાવ રે!

ઉઠ મા, કાંઇ કામ હોય તો કામ કર, સર્વ મોહલ્લાઓ મોતથી ભરેલા છે, અને જીવતાંથી જે મોહલ્લા ભરપૂર છે, તે પણ જે વખત જાય છે તેમાં મોતથી ભરપૂર થવાનાજ છે. પાદશાહ સીકંદરને માટે હેકાયત છે કે, તે તેના જમાનામાં જણાયેલી લગભગ આખી દુનીઆં થોડીજ મુદ્દતમાં જીતી ચુકયો, પણ ભર જવાનીમાં જ્યારે ૩૫ વર્ષની ઉમ્મરમાંજ મરવા સૂતો, ત્યારે તેણે પોતાની માતા ઓલીમપીઆને સંદેશો કહેવડાવ્યો કે, "માતાજી! ત્હારે મ્હારાં મોતનો વિચાર, ગમખારી અને શોક વચ્ચે એકલી બેસીને કરવોજે નહીં; પણ આખી પૃથ્વીમાં ઢંઢેરો પીટાવજે કે, "જે ધણી પોતાનાં કોઇ પણ વ્હાલાંથી જુદાઇ પામ્યો ન હોય, અને કોઇ પણ પ્યારાંના મોતથી બચવા પામ્યું હોય તેણે હાજર થવું!" અને પછી સૌનું સમજીને તું મ્હારાં મોતનો ગમ અને શોક કરજે." ઢંઢેરો પીટાવ્યો ખરો, પણ ઓલીમપીઆને તો એક પણ આદમી તેની બમીમાં

ભાગ લેવા આવેલું જડયું નહીં. આથી કરીને તે માતા સમજી ગઇ હતી, કે દીકરે તો આ રીતે મ્હને દિલાસો લેવાનો બોધ દીધો હતો, જેથી પોતાના ગમને તેણીએ દાબી દીધો હતો. આ દાખલાથી, હે મા! તમે દિલાસો લ્યો કે; આ સંસારમાં કોઇ પણ માણસ એવું નથી, કે જેને પોતાનાં વ્હાલાં દીકરા દીકરી કે ભાઇ બ્હેનથી જૂદાં પડવાનો કારી ઘા લાગ્યો ન હોય. જયારે એજ કાયદો સારી જગતમાં ચાલતો આવેલો છે, ત્યારે તે કાયદાને સબુરીથી તાબે થવાની ત્હારી પણ ફરજજ છે. વ્હાલાંનું મોત અમાસે થાવ કે ચાંદરાતે થાવ; મોત પહેલવાનનું થાવ કે કાયલીનું થાવ; બહેસ્તમાં જાવ કે બહેસ્તમાં ન જાવ; તમારે સૌ સરખુંજ સમજીને ચિંત મારી બેસવું જોઇયે. ક્રિસ્ટમસના દિવસે અને ગુડ ફ્રાઇડેને દહાડે જન્મેલા ક્રિસ્ચિઅનોના દીઠામાં ગેબી મદદગારો આવે છે, અને ફરેસ્તાઓ સાથે તેઓને સંબંધ રહે છે, એમ એ લોકો એક ગમથી માનતા જાય છે, ને નાટાલને કે ગુડફ્રાઇડેને દહાડે જન્મેલા ક્રિસ્ચિઅનો તેજ દહાડે મરણ પામે છે ત્યારે ક્રિસ્ટિમસના ને ગુડફ્રાઇડેના દહાડાને વગોવીને બેડફ્રાઇડે અથવા બેડ-ક્રિસ્ટમસનું નામ આપે છે. ઇજીપ્ટ, જેરૂસેલમ બેબીલોન, એથન્સ, રોમ, કોન્સ્ટેન્ટનોપલ, અને લંડનને વેપારને લીધે, તથા પેરીસને તેની સુંદરતાને લીધે એમ ૮ શહેરોનેજ સુખી કહેવામાં આવતાં, ને બાકીનાં પૃથ્વિ ઉપરનાં દરેક શહેરને દુઃખનાં ધામો ગણવામાં આવતાં. શું તમે માનો છો કે એમજ હતું? નવસારીમાં એક ભોળાં બાઈ કહેતાં કે; "અર્ધું બેહેસ્ત દશતુરવાડમાં પા બેહેસ્ત દેશાઈવાડમાં, અને પા બેહેસ્ત આખી દુન્યાંને માટે રહેલું છે!" શું તમે માનો છો કે એમજ હતું? મોઝીઝે જોરદન નદીની પૂર્વ દિશાએ, ખુદાઈ ફરમાનથી, ત્રણ શહેરો નામે બેઝેર, રેમોથ ને ગોલાન, જુદાં પાડયાં હતાં, અને જોશુઆએ, પશ્ચિમ કાંઠે હેબ્રોન, સેચીમ, તથા કેદેશ વધારામાં ઉમેર્યાં હતાં. છજ શહેરોને તેઓ સુખનાં ને શાંતિનાં સ્થળો લેખે છે. ગમે એવો ખુની અપરાધી પણ આ શહેરોમાં આવી ભરાઇ જાય તો તેના ઉપર કામ ચલાવીને સજા થઈ શકતી નો'તી. વુર્સેસ્ટર શાયર અને કેન્ટને ઇગ્લંડના બાગો ગણેલા છે ત્યાંજ દર્દીઓની સંખ્યા સરાસરી વધારે આવી છે. યૂરોપનો બાગ ઇટલી લેખાય છે, ને ઇટલીનો બાગ સીસીલીનો ટાપુ ગણાય છે, છતાં ઘણીવાર મરણ પ્રમાણ ત્યાંજ ઘણું આવ્યું છે. એટલે સુખ દુઃખનો કાંઇ મેળજ નથી. સુખી ને ભલા કહેવાતા લીઓનવાળા ૭મા એલ્ફ્રેન્ઝો, સર જેમ્સ ડગ્લાસ, ફ્રાન્સનો જોયન ૨ જો, તથા જોયન ૩ જો, તેમજ બ્રિટનીનો જોયન, બૂરગે નવાળો ફીલીપ ૩ જો, નેપલ્સનો રાજા રેને, રીચર્ડ ૨ જો, ડયુક ડી નોરમંડી, રીચર્ડ ડી એકંપ, આ બધા ભલા, ડાહ્યા, સાચા સલાહકાર પ્રજાના પિતા અને બધી

રીતે ફરેસ્તા જેવા જીવતાં જીવત લેખાયા હતા, પણ મરતી વેળાએ તેઓના સુખી પ્રાણ ગુંગળાઈ ગુંગળાઈને ક્યાં અને કયાં ગયા? ઘણા સુખી તેજ ઘણા દુઃખી થયા! ફીલીસ્ટાઈનનો રાક્ષસ ગોલ્યાહ એટલો તો જોરાવર હતો કે, તે કુહાડા મારવાથી પણ નહીં મુઓ હતો, અને ડેવીડે માત્ર એક પત્થરો ફેંકયો તો તેનું મોત આવ્યું!

બહુત ગઈ આનંદસેં, રહી નેકસી આય;
તુલસી ચિંતા મતિ કરે, શ્રી રઘુનાથ સહાય.

"અગરચે મોતનો ઘા છેજ કારી; તથાપિ લે દિલાસો દિલ વિચારી.
મરણ દે છે ખલાસી પાપ દુઃખથી; મરે છે તે સુવે છે પૂર્ણ સુખથી.
નથી કોણે વહાલું એશ ખોયું? મરણથી મિત્રનાં નવ કોણ રોયું?
રૂબુરી છે મલમ ઘા પર મરણનાં; મરણ ટાણે સબુરી વણ શરણ ના."

રડવા કુટવાને બદલે મરનાર પાછળ તેનાં હયાત સગાં વહાલાં જો પુણ્ય અને સખાવતનાં કામો કરી તેમાં પોતાની શ્રધ્ધા પ્રમાણે પારમાર્થિક વૃત્તિમાં પરોવાઈ ને પળોટાઇ જાય છે, તો જરૂર તેમને પોતાને તેમજ મુઆંઓનાં અશો રૂવાંનોને ઘણી શાન્તિ મળે છે, અને તેમને પોતાનું દુઃખ ઉંડો ઘા કરતું બંધ પડે છે. વંદીદાદ જેવાં ઉત્તમ શાસ્ત્રમાં કહ્યું છે, કે કોઈ ભુંડાં ખેશી કરતાં ભલાં ખેશીનાં મરણનો શોક તો ઉલટો કમી કરવો જોઈએ. શોક કમી કરવાનું ડહાપણ દાનાવોમાં માત્ર સબુરીના ગુણથીજ આવે છે. મા, તું વળી સવાલ કરશે, કે સાધારણ લોકોનાં કરતાં દાનાવોમાં ખુશી ઘણી અને દિલગીરી થોડી કેમ? તો તેનો જવાબ પણ એજ આપવામાં આવશે કે, તેઓની ખુશાલી તે તેઓએ કીધેલી સખાવતથી છે, અને થોડી દિલગીરી ને તેઓની સબુરીથી છે, અને તેમને દિલાસો દેનારાંઓની દાનાઈ ઉપર મોટો આધાર રહે છે. પરંતુ જો દિલાસો દેનારાં ઉલટો દુઃખનો વધારો કરનારાં હોય છે, તો દાનાવો તે દિલાસાની આરજુ પણ રાખતા નથી. એકવાર મુલ્લાં નસરૂદીન પોતાનાં કોઈ માંદાં સગાંની ખબર લેવા ગયો તે દર્દીને પૂછવા લાગ્યો; "તને શું મરજ થયો છે?" દર્દીઃ-"મુલ્લાંજી! કટીવાયુ થવાથી મ્હારી કમ્મરજ રહી ગઈ છે." મુલ્લાંએ ગંભીરાઈથી ડોકું હલાવ્યું, ને મોટે સાદે બોલ્યા; "ખુદા વહેલું સારૂં કરે તો ઠીક; મ્હારા બાપને પણ એજ દર્દ થયું હતું, અને તેનીજ મોકાણે તે ગુજરીબી ગયા હતા! એ દર્દનો ગલબો થવા બાદ તેવણ ટુંકમાંજ બેહેસ્તી થયા હતા! ત્હારે કાંઇ વસ્યત કરવું હોય તે કહે, હું બજા લાવું!"

માંદા પડેલા દર્દિએ પોતાના છોકરાને બોલાવી કહ્યું:—"ખુદાને ખાતર આ ચંડાળને બહાર કાઢી મૂક, ને કદિએ એને મ્હારી ખેરીયત પૂછવા સારૂ ફરીથી આપણે ત્યાં આવવા દેતો ના. કુરાનમાં કહ્યું છે તેમ;

"એઝા નહેક અલ ખતીબ અબોલ ફ્વારેસે;
લહુ સોતો યહોદો ઍસ્તખર ફારેસે!"

પેલો ખુતબો પઢનારો ખતીબ જયારે ખુતબો પઢતાં ગધેડાંના જેવડો મોટો પોકાર મારીને બાંગ દે છે, ત્યારે પાદશાહ જમશેદના અસ્તખર પારશના મેહેલને પણ ધૂજાવી મારે છે." તેવીજ રીતે જેનાં દિલાસાથી જીવને ટાઢક ન પડે અને ઉલટો કંટાળો થાય, એવા આદમીથી શિતળતા થાય કયાંથી? એવાં આદમી કરતાં તો વગર વાચાનાં એક ઝાડને ધન્ય છે, કે જેની છાયામાં પશુ પંખીઓ સુખ પામે છે; જેને પાંદડે પાંદડે પંખીની વસ્તી છે; જેની ડાળીઓમાં કીડા કીડીઓ આરામ પામે છે; વાંદરા જેની ડાળીઓનો આશરો કરી રહેલા છે, ભમરા જેનાં ફુલનું મધ ખાએ છે, ત્યારે જે પુરૂષ-જન્મ લઈને દુઃખ્યારાં ભિડાએલાંને આશરો આપી દિલાસો કરે છે તેનેજ ધન્ય છે.

"સ્વાર્થકા સબહી સગા; જુગ સારા હી જાન,
બીન સ્વાર્થ સગપન કરે; સો હરી પ્રીત પીછાન."

વળી દિલાસા ઉપરાંત, પ્રથમ કહ્યું તેમ, મુઆં પાછળ ઘટતી ધાર્મિક ક્રિયાઓ કરવાથી જીવતાંનેભારે સંતોષ રહી મન વિસરાગણ થાય છે, અને વહાલાં મરનારાંઓના આત્માને શાન્તિ મળે છે. એ વિચાર હસી નહીં કાઢવો, પણ શ્રધ્ધાથી માનવું જોઈએ કે, તે બાપડો સારો દહાડો રળ્યો, ને પારકે પૈસે બળ્યો એવું તમે કર્યું નથી. આપણાં પારસી ઐરાંઓ બોલે છે કે, "માય મેરે કોરે જઇને આંખપાણી કરો! ભોંય આગળ બેસીને ના રડો! રૂવાન ઘણું આજુર્દા થાય છે!" આ ખરૂંજ છે. જે ઠેકાણે રૂવાન મૂકયું હોય છે, તે ઓરડામાં રડવું તો શું, આંખપાણી તો શું ભરવું, પણ અમથાં દિલગીર ચહેરે પણ બેસવું સજાવાર નથી. કેમકે તે બધું મરનારનો શુક્ષ્મ દેહ જોઇ જોઈને ભારે સંતાપની આકળ વિકળ કરે છે, જેથી તેની કેરદાર ગભરાટમાં પડે છે. વાસ્તે કરીને, મૂઆં પાછળ શાન્તપણે, બને એટલી મવસર માફક ક્રિયા કરવાથી જીવતાંને અને મુવાંને ખરેખરો લાભજ થશે. એ બાબતમાં શંકાશીલ ના રહેવું, કે આપણી ધાર્મિક ક્રિયાઓ મૂઆંને પહોંચતી હશે કે નહીં! એક મોબેદ પોતાના પંથકનાં શેઠ શેઠાણીઓને સમજાવતા હતા, કે આપણા ધર્મ પ્રમાણે મુઆંની ક્રિયા કરાવી ભણતણ કરાવ્યાથી તે મુઆંને પહોંચે છે, અને પુણ્ય લાગે છે. પેલાં ચઢેલ થઇ ગયલાં શેઠ શેઠાણીઓએ મોબેદનું આ બોલવું હસી કાઢયું; ત્યારે મોબેદે શેઠ શેઠાણીનાં મુએલાં માબાપ, બ્હેન ભાઇઓ, મામા માસીઓ સૌને મ્હોં ચુકીને તરેહવાર ગાળો દેવા માંડી. આથી શેઠ શેઠાણીઓ છછંણીને ફફડીને ચટકી ઉઠયાં, ને મોબેદને મારવા કીધા. ત્યારે મોબેદ ધીમે રહીને બોલ્યા; "મુરબ્બી સાહેબો! જયારે મુઆંને અશો પાક કલામનાં

ભણતણુ કાંઈ લાગતાં નથી, તો પછી ગાળો કેમ લાગશે ?" આથી તેઓ સમજી ગયાં, કે મોઝેદ બાદશાહનું કહેવુંજ ખરૂં છે.

તુલસી ફાકત જનમ ગયો, કબહુ ન દેખા રંગ;
પકડ ટાંગ બૈકુંઠમેં, લે ચલી તોરી ભંગ !

વળી આપણે નજરે। નજર જોઇએ છિયે, કે એક માણુસ મરવાના વખતની આગમચ મુવો હોત તો તેના હકકમાં સારૂંજ થાત, અને બીજો માણુસ જે વખતે મરી ગયો તે વખત ચુકાવીને પાછળથી મરી ગયો હોત તો તેના અને તેની પછળ રહેલા જીવતાંઓના સંબંધમાં ભલુંજ થાત. પરંતુ તે સંજોગો વીશે પણ વિચાર કર્યે તો તે માન્યતાઓ પણ ખોટીજ ઠરે છે. લોકો બોલે છે કે, આયર્લંડને। પેલો નામીચો કીર્તિવંત નર મી૦ પાર્નેલ જ્યારે મરણ પામ્યો ત્યારે તો પર સ્ત્રીના સંબંધથી અપકીર્તિ પામીનેજ મૂઓ, તેનાં કરતાં જો બે વરસ આગમચ તે મરણ પામ્યો હોત તો આયર્લંડ તેના મોતને કેવું કીર્તિવંત મોત ગણુત? પણ હ્યાંજ આપણે ભુલો કરતાં જણાઇએ છિયે. જો માંનવીના હાથમાં એ વાત રહી હોત, જો ભવિષ્યનું જાણવાની અને હોનારત અટકાવવાની ઈનશાનના હાથમાં ઇશ્વરે કુંચી આપી મૂકી હોત તો હાલના કરતાં પણ મોતનાં દુઃખો વધારે ભયાનક લાગ્યા વિના ન રહેત. ગમે એવી સાવધગીરી નાશને, હોનારતને કે મોતને અટકાવી શકવાની નથીજ. ભલી ભલી આરસપહાણુ ઉપર કોતરેલી તકતીઓને। નાશ થતો આપણે જોઇએ છે, પણ ૨૫૦—૩૦૦ વર્ષનાં જુનાં ઘરોના ભારવટો ને પેઢિયાં ઉપર, માત્ર ચાકે લખેલા આંકડા, અને ચાકની કરેલી નિશાણીના લેખો જેમના તેમ કાયમ દીઠામાં આવે છે; એટલે નાશને। તો કંઇજ મેળ નથી. હુમાયુ નામને। મોગલ બાદશાહ જેવો બાદશાહ, શું સાવધગીરી રાખવામાં કમી હતો? શું તેના અંગરક્ષકો આસપાસ થોડા હતા? છતાં ઉંચી અગાસી ઉપરથી એકાએક શાથી પડી ગયો, ને શાથી મરણ પામ્યો હતો ? ત્યાં શું સાવધગીરી કે સંરક્ષણ કાંઇએ કામ આવ્યું હતું? બનવાનું તે હર બ્હાને બને છેજ, દેવની ગતિ કોનાથી કળી શકાય? હુમાયુને બચાવવો હતો તો અગાસીના ઉંચા ટોડા ઉપરથી એચિંતો ઉથલાઇજ કેમ પડત? ટુંકમાં, બે વસ્તુ અકકલની આગળ ઘણી મુશ્કેલ દેખાય છે. કીસમતમાં હોય તે કરતાં વધારે ખાવું, અને મોતને। દહાડો જે નસીબમાં લખેલો હોય તેની અગાઉ મરવું. એ બન્ને વાતો મુશકેલ છે. સંજોગી હોનારત કોઈને છોડવાનીજ નથી; અને તેમાંજ કુદ્રતની પિછાન છે. બીજાઓને ફાંસી દેવાનું નવી જાતનું લાકડું પહેલ વહેલું હેલીફેક્ષથી સ્કોટલેંડમાં લાવનાર રીજન્ટ મોરટનને તેજ લાકડાં ઉપર પહેલ વહેલો ફાંસીએ દેવાનો સંજોગ બન્યો હતો ! એક બાહોશ લેખક જણાવે છે કેઃ—

આલમડીનાની પવિત્ર કુમારીકાનાં ગળાંની આસપાસ મેડરીડના ધર્માલુ પાદરીઓએ બારીક સોનાની સાંકળીમાં પરોવેલી એક વિંટી પહેરાવી હતી. તે વિંટી છેલ્લાં ઑલફ્રૅનઝો બારમાને હસ્તક હતી. તે વિંટી વિષે કેવા વિચિત્ર સંજોગો બન્યા હતા તેનો વિચાર કીધાથી ઉપલાં મ્હારાં કહ્યાંની તમને ખાત્રી થશે. ડ્યુક ઑફ મૅાંટ પૅનસરની બેટી મરસીડીસ સાથનાં લગ્ન વેળાએ ઑલફોનઝો રાજાએ તે વિંટી પોતાની કન્યાને પહેરાવી હતી. જેથી તેણી જવાન વયેજ મરણ પામી. તેણીનાં ઉઠમણાં પછી રાજાએ તે વિંટી પોતાની બપાઈ રાણી ક્રીસચીનને આપી, જેણી પણ ટુંક વખતમાંજ બેહેસ્તી થઇ! ત્યાર પછીથી ઈનફેનટા મૅરાયા ડૅલ પીલાર, તે ઑલફોનઝોની બહેન હતી, તેણી તે વિંટીની માલિક થઈ. તેણીએ કંઈક થોડાક દહાડા તે પહેરી, કે પછી તેણી પણ પોતાનાં જવાન ઉતાવળાં મોતને શરણ થઇ! ફરીથી તેજ વિંટી પાછી રાજાને હસ્તક થઈ. બાદશાહે પોતાની મરહુમ રાણીની બ્હેન પ્રીન્સેસ ક્રીસચીનાં, તે ડયુક મૅાંટ પેનસરની બેટીને ભેટ કીધી. ત્રણ મહિના પછી તે ઉગતો ગુલાબ પણ કરમાઇ ગયો, અને તે અભાગણી વિંટીથી બિચારી તે ઉધરતી શાહાઝાદીનું પણ મોત આવ્યું! હવેજ રાજાને તે અવર વિંટી વિષે થાક ગયો; અને હવે તે કોઇને પણ નહીં આપતાં, તેણે પોતાની આંગળીએ પહેરી રાખી; પણ દોઢ મહિનામાંજ તે પોતે પણ આ જગત છોડી કબરવાસ થયો!

આ પ્રમાણે વહેમના સંજોગી બનાવોથી પ્રાણી માત્ર માયામાં જીવે ને માયામાં મરે. જે માયાનો ભેટો થાય છે તે અંતકાળે પણ છિન્નભિન્ન થતોજ નથી. માણસ શું કે પ્રાણીઓ અને ઝાડપાનને પણ આ માયા લાગેલી હોવાનું દુઃખ છે. વડોદરા દરબારના સર્વથી પ્રિય બે હાથી, નામે જમનાપ્રસાદ અને અલ્લીમદન બન્ને જુના દોસ્તો, અકેકની માયામાં વિંટળાયલા અને લોકપ્રિય હતા, અને અગડમાં સૌ કોઇ તેમને "સોનાની અબાડી"ના હાથીઓ કહી માનતા પણ ચઢાવતા હતા. જુઓ હવે માયાનો ને વહેમનો સંજોગ, કે તે બન્નેનું મોત તા. ૯ આગષ્ટ ૧૯૧૮ના દિને બરાબર એકજ ઘડી પળે, અને વળી એકજ સ્થાને થયું! સાથેજ જીવન ગાળ્યું, સાથેજ પુજાયા, ને સાથેજ સુઆ!

યારાંને રફતગાંકા, મત પુછ મુજસે કીસસા;
અય હમનશીનોમેંભી હેરાન હું, કીધર હય!

જે દોસ્તો જતા રહ્યા છે, જે પ્યારાંઓ ગુજરી ગયાં છે, તેઓનો અહેવાલ મ્હને ના પૂછ; કારણકે ઓ માદર! હું પણ હેરાન છું, કે તેઓ કયાં હશે! સૌજ ચાલ્યાં ગયાં. જે સિંહો ને જે વાઘો હજારો પ્રાણીના જમ જેવા હતા તેમાંનો આજે એક પણ કયાં રહ્યો છે? ટોગરલ બેગનો દીકરો અલેપ અરસલન પરાક્રમી-સિંહ કહેવાતો હતો અને સિંહ તરીકેજ ઈશાનિયન તરફી

સલતનતની ગાદી ઉપર બેઠો હતો ત્યારે, "એ સિંહ તો કદિ તખ્ત ખાલી કરેજ નહિં" એવા ઉદગારો દરબારમાં થઈ રહ્યા હતા, પરંતુ તાજ પહેરતાંજ ટુંક મુદતમાંજ તેણે પ્રાણ ખોયો હતો, અને ગાદી વ્હેલી ખાલી કરી દીધી હતી! તેને માટે મોટામાં મોટી, સુંદરમાં સુંદર કબર બાંધવામાં આવી છે, પણ તેથી શું થયું? હિંદુસ્તાનમાં પણ ઘણીએ મોટી કબરો છે, પણ એથી શું થયું? એમાં તો સડી ગયેલાં મડદાં, કીડા અને સાપજ ભમતા હોય છે. મહમદ તઘલખે માત્ર પોતાનો એક દાંત પડી ગયો, તેને માટે હજારો રૂપ્યા ખરચીને સુંદર કબર બનાવી હતી, પણ આજે તેની પોતાનીજ કબર કયાં છે? ને તેના કેવા હાલ હવાલ છે!"

> "મરેછ જયારે રાજા ને પીરો નામવર, બનેછ એવડી તેઓને માટે કબર;
> તન તેમનાં માટીમાં કરેછ આરામ, તવારીખની સંદુકમાં રહેછ તેમનાં નામ;
> કવિ તેમની કીર્તિનાં ગાય છે રૂદન, અફસોસ ને માહેતમનાં કરેછ કથન."

માજી! દુઃખીને દુઃખી મળવાથી પણ દિલાસો મળે છે. મૃત્યુના ઘા ખમેલાંઓ તેવાજ ઘા સહન કરી ચુકેલાંને મળે છે તો પરસપર રડવું પણ બંધ પડે છે. વગર ઘાનાં બૈરાં ઘા પડેલાં સાથે રોવાથી ઘા તાજો ને ઉંડો થાય છે. કવિ નર્મદના કહેવા મુજબ સૂરતના નાગરની તથા બીજી કેટલીએક ડાહી કહેવાતી હિંદુ નાતો રોવા કુટવાનું માત્ર (!) નવ દહાડામાંજ સમાપ્ત કરે છે. કચ્છમાં તેરમે દિવસે સમાપ્ત થાય છે, પણ ગુજરાતમાં બાર દિવસ સુધી તો સાંજ સવાર રડવાનું ચાલુ રહે છે. પછી કેટલીએક નાતમાં તો વર્ષ દહાડા સુધી સાંજેજ મહોડાં વળાય છે ને કેટલીએક નાતમાં રોજ સાંજે ને સવારે પોક મૂકાય છે. કેટલીએક નાતમાં માસીસા કે વરસીએ પણ બ્રાહ્મણ જમી ઉઠયા કે લાગલાંજ બૈરાંઓમાં "ધી, ધી;–ધીપ, ધીપ;–ધબડ, ધબડ" સારી પેઠે થાય છે!—નર્મદાશંકર કહે છે કે, રજવાડામાં તો કોઇ મોટો પુરૂષ મુઓ હોય છે તો ગામના સઘળા પુરૂષો મુછ મુડાવે છે તથા સફેદ પાઘડી બાંધે છે. કેટલાએક છિછલ્લા કપોળીઆ બીજાને સેવ મમરા ગાંઠીઆ ખવડાવી રડવા બોલાવે છે, ને સૂતકી કરે છે! કેટલાએક બ્રાહ્મણ ને વાણિયા તો ચોથીઆં (ચેહારમ), દશા (દિશી) ને અગિયારમામાં જમવા જાય છે, કેટલાએક કરજ કરી તે દિવસે નાતને નોતરે છે, અને ગોરના દિવસમાં છોકરીઓને કુટતાં પણ શીખવે છે! બાળપણમાં રાંડે તેને વર્ષ બે વર્ષ સૂધી ખુણો પાળવો પડે છે. તે બિચારી ખુણામાં "જીવતી મુઇરે!" એમ રોઈ રોઈ નિસાસા મુકે છે. પણ હે દુઃખી માતા! આવો બહુ દેખાવ કરવાથીજ દુઃખની લીટિ લંબાય છે. એક બે દહાડામાં આવા રૂદન પાટલા તમે પણ બંધ કરશો તોજ તમારો જીવ ઠર પડશે. દુઃખનાં વિસરામણ માટે એક કબર ઉપર એવો સુંદર લેખ જણાયો છે કે;

"Heaviness may endure for a night,
But joy cometh in the morning."

જુદાઈની ગમગીનીનો શોક માત્ર એક રાત્રિજ બહુ જખમ કરનારો હોય છે, અને બારવણે તો તે ગમગીની ઘટવા માંડે છે, ને પાછી ખુશાલીની પરિસ્થિતી થવા માંડે છે.

કોશદ તકદીર જાંને કમ નસીબાં, ગુનેહ બર મરગે તોહમત બર તબીબાં.
તબીબાંરા મગર ઈ નુકતે હલહલ નીસ્ત, કે દર શીશે નોશ દારૂએ અજલ નીસ્ત.

મોતની હોનારત જ્યારે કમનસીબનોજ જીવથી પ્રાણ લે છે, ત્યારે તે મોતના દોષનો ટોપલો લોકો તો નાહક વૈદો ઉપરજ મુકી દે છે. વૈદોને પણ પ્રથમ દવા કરતી વેળાએ મોતની આવી હોનારત થવાનો ભેદ જણાતોજ નથી. માટે જાણજો કે, **નોશ દારૂ** જોકે સર્વ ચીજોને દરૂસ્ત કરી શકે છે, મગર આવેલાં મોતને તે અમૃત જેવો દારૂ અટકાવી શકતો નથી. એક લેખકે મોતના વખતનો જે નીચલો ચિતાર આપ્યો છે, તે આપણે દરેક મોત વખતે, અને દરેક પાયદસ્ત વખતે અનુભવ્યે છિયે, તોપણ મોત આપણને કેવું ભયંકર દીસે છે! તેથી આપણે કેવાં દૂર નાશવા માંગીએ છીએ! તેના પંજા તળે સપડાતાં આપણ કેવી સંભાળ રાખીએ છીએ; તોપણ એ મોત કેવું ચાનક આપનારૂં છે? છકેલાએની શુધ્ધ ઠેકાણે આણવાને, પતરાજીખોરાંની પતરાજી છોડાવવાને અને કૂંર ઘાતકી દીલને પસ્તાવાના પોશાક તળે મેલવાને મરણનો દંડ કેવો ઉપયોગી થઇ પડયો છે! માણસ પોતાનાં પેટનાં કરજ સારૂજ જો આ જગતમાં જન્મ્યો હોત, અને જેમ કેટલાકો ધારે છે તેમ તે એક બીજાને સહાય થવાને અથવા આ દુનીઆને ઉપયોગી થવાને બદલે ખાઈ પી, મોજ મારવાજ પેદા થયો હોત, તો મોતની તેને દરકાર થોડીજ રહેત. પણ નહીં; પરમકૃપાળુ ઇશ્વરે તેને એવી બુધ્ધિ મૂકી છે, અને એવા લોભના રસીલા રસ્તા વચ્ચે ફેંકી દીધોછે, કે તેનાં આકર્ષણ તળે ખેંચાઈને તે જીંદગીની દોરી લાંબી કરવાને સદા આતુર આતુરજ રહે છે. હે મા! ભૂલતાં ના,

મોતના અવાજજ આપણને ભડકાવે છે. મોત સર્વેનેજ માથે તપે છે. શ્રીમંત અને ગરીબ, રાય અને રંક એ સર્વેને તે એકજ લાકડીથી હાંકી જાય છે. તેથીજ કરીને તેની અચુક ત્રાપથી દરેક આદમી ચોંકેલું રહે છે. અંતે તો સર્વેની હાલત એકસરખીજ છે. એ સાદી પણ ઘણીજ અગત્યની કહેવત સર્વેને સંતોષી, દયાળુ, સખી અને એકબીજાને ઉપયોગી થવાને શિખવે છે. પણ ભુંડાં દીલ અને દરદી મગજથી ઘણીવાર આ દુનીઆની સુલેહ તુટી જઈ ખરાબીનાં પરિણામો નિપજે છે. પણ આ પરિણામો પર વર્તનારાં પોતાનાં કામની એક ક્ષણ આગમચ જો અજલ ફરેસ્તાને યાદ કરે, અથવા

પોતાનો પાપી વિચાર અમલમાં લાવવા પહેલાં મોતની શિક્ષા તેને માથે પણ નિર્માણ થઈ ચુકી છે, એટલુંજ જો ત પોતાનાં મગજના થોગાનમાં નાંખીને તે ઉપર વિચાર કરે, તો ખુન પર ચહડેલો એક ખુની પોતાના કમનશીબ શિકારને મારવા પહેલાં મોત સામે ગમે એવો તેનો દ્રઢ વિચાર, ગમે એવો તેનો પાકો ઠરાવ, અથવા ગમે એવો તેનો ઉશ્કેરાયેલો જુસ્સો ફેરવાઈ જઈ, કોઇ પણ માઠું પરિણામ નિપજાવવાને આંચકો ખાશેજ. તોપણ એવાં પાપમાં લપેટાનારાંઓની અકકલ ઠેકાણે નથી રહેતી એમ કહીએ, અથવા તેમનાં મગજની હાલત એ વખતે દરદી થઈ જાએ છે એમ સમજાવીએ, તો તે કાંઇ પણ ખોટું નથી. તે પોતાના ક્રોધનાં જુસ્સામાં અથવા પાપી લોભના હુવશમાં તદન આંધળોજ બની જાય છે. પણ જયારે તે દરદ તેનું દફે થાએ છે અને કેવાં કર્મના આજાગ તળે તે ભચડાયો છે એ જયારે તે જુવે છે, ત્યારે તેના દીલથી કેવો પસ્તાય છે! અને પોતાને જ ઠપકો દેવાને કેવો ઉશ્કેરાય છે! તેને તેમ કરવાથી લોક આગળ થતી તેની ફજેતી જેટલું શીખવે, તે કરતાં તેની ઉપર જે મોત ભમે છે તેની યાદ તેને વધારે શિખવે છે. વળી તે ઉમદા લેખક કહે છે કે;

આ દુનીઆનો રાહધાટ સમતોલ રાખવાને માટે મોત તો અગત્યનુંજ છે. જે જીવવાનું તે પાછું મરવાનુંજ, એ તો કુદ્રતનો પાકો નિયમજ છે. અને એથી જે બોધ પકડી આદમી પોતાનો રસ્તો લે છે, તે ઘણો ગંભીર અને પવિત્ર હોય છે. એક મરણ કાંઠે આવેલા લાઈલાજ થઈ પડેલા આદમીનો મરવાના વખતનો ચિતાર જે લોકે દીઠો હશે, તે લોકમાં એવા થોડાજ બલકે કોઇજ નહીં હશે, કે જેમને મોતના ગંભીર વિચાર આવી ચાનક લાગી ન હોય. માયજી! એવો દેખાવ મગજને તથા અંતઃકરણને ઘણી રૂડી અસર કરે છે. એક પાપી દીલ તે જોઈ ચોંકે છે, અને પોતાના અનર્થકારક વિચારોનો ત્યાગ કરેછે. એક નેકીવાળું આદમી પોતાનાં દીલની સફાઈને લીધે મોતની આવી ત્રાપ તળે પડવાને ખુશીથી પોતાનો જીવ અર્પણ કરી દેવાને કશી બીક કે ફીકર થતી જોતો નથી. ગમે એવો એક બુઢો મરણ પામતો હોય, અથવા એક નિર્દોષ કુમળું બાળક એ હાલતે પુગતું હોય, અથવા ભર ઉમેદમાં જીંદગી ગુજારતો ઘણી અજલના ફરેસતાના ચાબખા તળે આવી ગયો હોય, તે સર્વે વખતનો દેખાવ એક સરખોજ છે. ખુદાની યાદ કરવી. સર્વની હાલત એજ થવાની, એમ વમાસવું; અને ભકિતના શબ્દો મ્હોં પર બોલી જવા એટલુંજ તે વખતે ખરાં અંતઃકરણથી યાદ આવવું જોઇએ. એજ વખતે આ દુનીઆની તમામ લાલચો દીલના દરીઆવમાંથી નિકળી એક ગમ પડે છે. એજ વખતે દયા અને ખાવત જન્મે છે. જુદાઈનો ગમ, દુનીઆઈ માયાનો અંત,

અને સઘળું સ્નેહી તુટી જવાથી થતો ગભરાટ એજ વખતે ખરા આકારમાં દીસે છે. અરે! એ વખત કેવો બારીક દીસે છે! મરનાર પોતાની બેશાંનીમાં અથવા જાગૃત અવસ્થામાં મોતને છેક નજદીક આવેલું જાણી કેવો શાણપણાથી તેને તાબે થાય છે, અને તેની માવજત કરનારાંએને બોલીને તો નહીંજ, પણ ઈસારતથી પોતાની હાલત દેખાડીને ધડો આપે છે કે; "હે ભાઈઓ! સર્વને મ્હુરીજ માફક સઘળું તજી દેઈ, મોહ અને માયા છોડી દઈ, પૈસો અને માલ મીલકત એક બાજુએ રહેવા દઈ, મુગે મોઢે અને વગર ફરીઆદ કરતે આ ઠરાવેલાં જમનાં તેડાંને માન આપી તેની સાથે જવુંજ પડે છે! માટે મોતના કે આફતના ભયથી નહીં, પણ ઈશ્વરના ડરથીજ હે માતા! ત્હારે તેની યાદમાં રહી તેનેજ મહાવૈદ સમજી તેની ભકિતને, તેની શરણાંગતનેજ અમૃત દવા ગણીને તમે હરદમ પીતાં રહેો! એક દિવસે અલીએ એક આરબને મશજીદમાં આભરો ગાભરો થઈ નાસભાગમાં અલ્લાતાલાની બંદગી કરતો દીઠો. વહેલો વહેલો નમતો, વહેલો વહેલો પઢતો, અને બધું ઉતાવળમાં કરતો તેને દીઠો. આથી અલીએ ગુસ્સે થઈ તેને મારવા માટે ચાબકો લીધો. તે જોઈને પેલો આરબ ધીરા ધીમો પઢવા લાગ્યો. છેવટે નીમાજ પૂરી થઈ ત્યારે અલીએ તે આરબને પુછયું કે—"પહેલી નીમાજ ખરી, કે પાછળથી કીધી તે ખરી?" આરબે જવાબ દીધો:——"ઓ સાહેબ! પહેલી નીમાજ મેં અલ્લાતાલાની ધાક અને બહુ બીક રાખીને કરી, અને બીજી નીમાજ તો ત્હારી ધાકથી અને ત્હારી બીકથી કીધી. સબબ પહેલીજ નીમાજ રવા અને ખરી છે!"

સત્ય છે જીંદગી, જરૂરીઆતી તણી, સમજ સમશાણુ નહીં કામ છેલો,
જીવ કાયા તણો ચોમ જે મારમો, ધાર મા એહ હામે ઠરેલો;
માટીના માનવી, માટી મહે મળી, કાય તારી જશે જાણુ માંહી
જીવ જાણે નહીં, જાય જુદો પડી, કાયનો થાય શો હાલ આંહી?



# દિલાસા પત્ર.

## (૩૫૪ મો.)

---

"Man that is born of a woman is of few days, and full of trouble." *Job.*

જોબ કહે છે તેમ માનવી સ્ત્રીના પેટમાંથી જન્મ્યો છે, તે ત્રણ પાંચ દહાડાજ રહેવાનો છે, અને જંજાળો તો તેની પાછળ ભરપૂર ભરેલી છે.

ત્યારે ઓ નવાબ ! જંજાળનાં પુતળાંએ જંજાળથી દુઃખી શા માટે થવું ? નવાબ સાહેબ ! આપને બાપુકી નવાબી અને સાહેબી મળેલી છતાં આપના જીવને ચેન નથી. રખે મહમદઅલી ભત્રિજો આસપાસનાઓને ફોડીને તમારી ગાદી છિનવી લે, તેનો તમને ધાસ્કો પડી પેટમાં ફાળ પડી રહી છે. મૂએલો બેટો ખમાય પણ જીવતો ભત્રિજો ન ખમાય, એ કહેવત આપના બાબમાં બોલેબોલ ખરી પડી છે. તમે તમારા ભાઈ બાપના મોતને જેટલા રડતા નથી, તેટલા તમારા ભત્રિજાના પ્રપંચોને વિશેષ રડો છો. આનું કાંઈજ કારણ નથી, પણ તમે દરેકના ઉપર સુગાયા કરતા હોવાથીજ પડેલી દોરીમાં પણ સાપનીજ ભ્રાંન્તિ રાખીને ધ્રુજો છો. માણસ પોતાના આસપાસનાઓ ઉપર સુગાઈ સુગાઈને પોતાનું દુઃખ ઘણું વધારી મેલે છે. જરા જરાની શંકા કરી ચિંતામાં પડવાની જરૂર નથી. ફલાણો તો ફલાણાની સાથે વાતો કરતો હતો, તે મ્હારી સામે મળી જઈ કંઈ સાજેશજ કરતો હશે ! અમુકની સાથે અમુક વિરૂધ્ધિ તમુક જગાએ ગયા તે મ્હારા ઉપરજ કાંઈ તાગડો ઘડતા હશે ! આવી આવી સુગાઇને કરેલી વહેમી શંકાઓથી તમને એમજ લાગે છે કે, ડગલે આફત, પગલે આફત, જ્યાં જાવું ત્યાં આફત ! આફત ! ભરૂં જ્યાં દમ, ફરૂં ત્યાં ગમ, હેજું સઉ બસ આફત! આફત! જ્યાં જાવું ત્યાં આફત—આફ્ત !—

હે નવાબ ! ત્હારી પોતાની મરજી પ્રમાણે કામ કરવા કરતાં બીજાની મરજી રાખી કામ કર. ઘણાં કરતાં ઓછાં ઉપર રાજી થ. હમેશાં છેલ્લી ઉતરતી જગા ઉપર બેસવાનું અને સવને આધીન થવાનું પસંદ કર. હંમેશાં એવી ખાહેશ રાખજે, અને પ્રાર્થના કરજે, કે પરમેશ્વરની મરજી માફક ત્હારાથી બધાં કર્તવ્ય થાય. આવી ખાસિયત ધરાવનારૂં જે આદમી હોય છે, તેને જ શાંતિ અને સમાધાનીનો વારસો મળે છે. વહેમથી શંકા અને સુગથી તો દુઃખજ થાય. સુગવાથી શંકા, ને શંકાથી વહેમ પેદા થયો છે.

પ્રાચીન કાળમાં ૭ અને ૯ ના આંકડાને જીવ જાનના જોખમનાં વર્ષના આંકડા ગણવામાં આવતા. જેથી ૭ મે કે ૯ મે વર્ષે તેમના વહેનને લીધે બહુજ મરણો થવા પામતાં. છેવટે કોઈએ વ્હેમ ઘાલ્યો કે, નવ સતામ ૬૩ નો આંકડો તે જીવલેણ ઉમ્મરનોજ આંકડો છે, કેનકે તેમાં ૭ ને ૯ નો ગુણુકાર થાય છે! આ હેબતથી ૬૩ મા વર્ષે લોકો ઝુરી ઝુરીને મરતા ! પછી એક ડાવકા લેખકે જણાવ્યું હતું, કે ૭ ને ૯ ના આંક તો ૬૩ના આંકડામાં ગુંચવાઇ જતા હોવાથી ૬૩નો ભય તો બીલકુલ રાખવોજ નહીં જોઇએ ! ત્યારે વળી વહેમી લોકના જીવ પાછા શાંત થયા. માટે વહેમે વહેમે કરીને આવતા ભયને પસવારવા પંપાળવાને હે નવાબ! તમે જેમ આગળ જશો, તેમ તે ભયનો અર્ધો રસ્તો તો તમેજ કાપી આપશો; એટલે ભયને તમારી પાસે વહેલું આવવાનું બનશે. કેમકે

વધારાનું રિઝર્વ્ડ લશ્કર મુખ્ય લશ્કરને ૧૦૦ મૈલ ઉપર આવીને મળે, તેટલાંમાં તો મુખ્ય લશ્કર માર્યું જાય, માટેજ અર્ધે રસ્તે જઇને મદદે આવતાં લશ્કરને મળવું પડે છે. અકાળ મરણનો ભય પણ, ભય લગાડી લેવાથીજ જીવતાંને દુઃખી જણાય છે. પણ તેમ નથી. પોતાના ઉપર દુઃખ કયાંથી આવે છે તે કર્મના કાયદથી જાણીને, જે કોઈ સહનશીળતાથી સઘળાં દુઃખો ધૈર્યથી સહન કરે છે, અને એ પ્રમાણે આગલાં કર્મોનું કરજ મોહબ્બત અને પ્રેમથી અદા કરી નાંખે છે, જે કોઇ પોતાની ઉપર માગતું લેણું સર્વે અદા કરી, પોતાના રોગિષ્ટ લોહીમાંથી જુઠાણું અને એહવતનો મેલ કચરો કાઢી નાંખી પવિત્ર બને છે તેને ભયનો ધાસ્કો લાગતોજ નથી. પર્વતના શીખર ઉપરથી પડવા છતાં બચી ગયાના અનુભવનું વર્ણન આપતાં વ્હિમ્પર કહે છે કે; મોટી ઉંચાઈએથી નીચે પડી જવાથી જે મોત નિપજે છે, તે કેવળ ભય વગરનું અને દુઃખ વિનાનું હોય છે. તેમજ મહાન લેખક લબક પોતાના ડુબી જવાના અનુભવ ઉપરથી કહે છે કે; બુડી મરવાથી પણ મરણનું દુઃખ બહુ જણાતું નથી. આ પ્રમાણે અકાળ મૃત્યુ ઓછાં દુઃખદ હોય છે, એવો લબકનો મત છે. વ્હાલા નવાબ! બહારનો ટપલો ટીપવાની દુઃખ રૂપ ક્રિયા એ પણ તમારાં ભલાં માટેજ છે. અને ઇશ્વરનો અંતરમાં સાક્ષાત્કાર કરવા સારૂ અંદરનો ભય એ તો આધાર થઈ પડે છે. દુઃખ એ તો માત્ર બહારનાજ ટકોરા છે, અને સુખ એ તો અંતરનો આશ્રય છે. સુખ દુઃખના સંમેલનથીજ તમારૂં ચારિત્ર ઘડાશે. પ્રકૃતિનો નિયમ એજ છે કે, કોઈ પણ રસ્તે તમે ઇશ્વરનો સાક્ષાત્કાર કરો; અને એ અનુભવ નહિજ કરો ત્યાં સુધી તમને ફટકા પર ફટકા અને લાત પર લાત પડયાજ કરવાની નવાબ! જો એ દુઃખોમાંથી બચવુંજ હોય તો કૃપા કરીને આત્માનો કહેતાં પ્રભુનોજ સાક્ષાત્કાર કરો! સુગી સુગીને ભત્રિજા ઉપર કશી વાતની શંકા લઇ જવાથી દુઃખ અને દુષ્ટ ઇચ્છાને તમે પોષણુંજ આપો છો; અને તેથીજ સામાના નધારેલા હુમલા તરાને ખમવા પડે છે. આમ કીધાથી છેવટે પોતાની ખુદની ઉપર પણ તમે શંકાશીલ બનોછો. એક પુરૂષ વ્હેમાઇને પોતાને એક ખોટો સિક્કો ધારતો હતો, જેથી સઘળી દુકાનોમાં ફરી ફરીને જાહેર કરતો કે, "બા બા! હું ખોટો છું, માટે મ્હારીબાયડી જો મને વટાવવા આવે તો તમે મને લેતા ના." કોણ જાણે બાપડો પોતાની બાયડીના કંટાળાથીજ આવી સુગ રાખીને દુઃખી થયો હશે! માટે સુગી સુગીને તું દુઃખી શા માટે થાય છે નવાબ! ઇશ્વર શિવાય કોઇથી કશું બનાર નથી. જો તું કપટી સ્વભાવનો હઇશ તોજ તું કોઈ કોઈ ઉપર સુગશે. અને આમ સુગાયા કરવાની ટેવથી વાંઝણીનો પુત્ર પણ ત્હારી સામે કમ્મર કસે છે, એવું તને જરૂર જણાશે; અને તે સુગવા સુગવાથીજ જરૂર, ન ધારેલી આફતો પણ ત્હારી ઉપર

આવી પકડી. જેનું હૈડું દોષિત હોય છે તેજ બીજાં બીજાં ઉપર સુગેછે, ને શંકા કરીને દુઃખ પકડી બેસે છે. તે દુષ્ટ સ્વભાવના માણુસો બીજાંની ધન-નસલ કાઢી કોઈ કોઇ ઉપર સુગે છે. સંસારમાં શંકા, વહેવારમાં શંકા. કામ ધંધામાં શંકા, ઈશ્વરને નહીં માનવામાંએ શંકાજ શંકાજ! આવી શંકાથી ગમે એવો પરાક્રમી પુરૂષ પણુ જેના તેના ઉપર સુગાઇ ઉઠી, નહીં હોતાં દુઃખનું દુઃખ માની, લઈ દુઃખી થાય છે. જાણીતા કવિ બ્રાઉનીંગને ચોપાનિયાંઓ ઉપર કંઇ અજબ જેવી રીતે શંકા ને સુગ હતી. એક વેળાએ એક ચોપાનિયાંના અધિપતિએ તેની એક કવિતા માટે એક મોટી રકમ આપવા માંગણી કીધી; જે લેવા તેણે ના પાડી. પછી તેણે તેને એક "બ્લેંક ચેક" મોકલ્યો, પણુ તેનાથી પણુ તેનું મન પિગળ્યું નહિ! એટલી બધી તેને ચોપાનિયાંઓ ત્વષે સુગ પેસી ગઈ હતી, જેથી તે શ્રી કૃષ્ણે દુઃખી થતો. દ્વાપરયુગ પુરો થતાંજ ચોપાંનિયાંમાં લખાણુ કરવા કહેતાંજ અર્જુનને જ્ઞાનનો ઉપદેશ કરતી વેળા કહ્યું હતું કે; "संशयात्मा विनश्यति" એટલે કે આમ થશે કે નહિએ થશે? એ વાત ખરી હશે કે ખોટી? એમ વારંવાર સંશયમાં પડી રહેનારો મનુષ્ય એકે વાતના નિશ્ચય ઉપર આવી શકતો નથી; ને તેનાથી કંઇ પણુ સત્સાધન કરી શકાતુંજ નથી; એટલે પછી તે દુઃખી થઈ, અંતે વિનાશને પામે છે. માટે હે નવાબ! તમે બીજાંની પાસેથી જેવા વહેવાર સબંધની ઇચ્છા રાખો છો તેવા તેમના તરફ તમે પણુ થાવ. રોમન શેહેનશાહ ટીટસ એક વખતે બોલ્યો હતો કે: Perdidi diem! "મેં એક દહાડો ગુમાવ્યો છે!" જ્યારે તેનું કારણુ પૂછવામાં આવ્યું ત્યારે તે બોલ્યો હતો કે; "મ્હારી જે પ્રજા દુઃખમાં છે તેમનાં દુઃખ ટાળવા માટે મેં એ દહાડે કાંઇજ ઉપાય કીધા નો'તા! પણુ "આ કરૂં, કે તે કરૂં!" એનાજ વમળમાં હું પડી રહ્યો." "ખમવું એ તો ખચિત્તજ કુદ્રતે ત્હારી ઉપર બચગીથી અને વંશ પરંપરા મુકરર કીધેલુંજ છે; એ લેખ તો ત્હારી કાયા ઉપર મારેલોજ છે; તો પછી કોઈ તાજુબી ભરેલો મોજેજો પણુ કદિ તે લેખ ભૂસી શકનાર છે વારૂં? શું તું પોકાર અથવા પસ્તાવો કરે, તોપણુ પીડા તને છોડનાર છે વારૂં! રે, જો! ઓ માટીનાં પોચ્ચાં પુતળાં! દુનિયાંમાં તને એકલાનેજ ખમવું પડે છે, એમ કાંઇ નથી. સર્વ આદમ જાતને ખમવું પડે છે, તો પછી તું એકલો કડવી કડવી ફરિયાદો ઉઠાવે તે ફોકટ નથી શું? ખમશે તોજ ખાટશે." આર પાટર ખી એટે પોતાની હારની બાજી વેળાએ લશ્કરને કહ્યું હતું કે; "જોકે આપણે સુઇડ લોકના લશકરોના હાથે માર અને બસ મારજ ખાઈશું, તોપણુ તેમનું જોઇ જોઇને આખરે તેમને મારવાનું આપણે પણ શીખશું!" પક્ષિઓમાં જેમ વાગળાંને

હલકું ગણી નાંખવામાં આવેછે તેમ, જે ઉત્તમ વિચારો કરનારાઓ ન્હાની ન્હાની શંકા, ખોટા ખોટા શક, અને કોઈ કોઈ ઉપર સુગ્યા કરવાના વિચાર વાળાંઓને હલકાં પક્ષિઓ ગણી નાંખે છે. ઘણાઓ શક લઈ જઈને કમાય છે, અને ખોટી બદ શંકાઓએ ઘણાં માણુસોનાં ચિત્ત ભ્રમ કરી નાંખ્યાં છે. આખરે તેઓ એવા તો વહેમી બની જાય છે, કે જે નહીં કરવાનું તે પહેલાંથીજ ઝટ પટ કરી નાંખે છે સુગાયા કીધાથી આપણા દુશમન આપણેજ થઇ પડયે છિયે. "શત્રુની અરજ ઇશ્વર મંજુર ન રાખે, ને મ્હારી અરજ ખુદા બેહાલ રાખે!" આવી બંદગીની સામે સામેવાળો પણ એવીજ ગંભીર (!) માંગણી કરતો રહે છે. ખુદા હવે કોનું રાખશે? જુવાન થીબન જોધ્ધા આર્સાઇટને અને તેવાજ એક પઠ્ઠા પહેલવાન પેલેમોનને ડયુક થેસ્યસે એથન્સમાં આવેલાં એક બંદીખાનામાં પૂર્યા હતા. આ બન્ને કેદીઓ સદરહુ ડયુકની સાળી એમીલી ઉપર પ્યારમાં પડયા હતા. આર્સાઇટ ખુદાને બહુ આજીજી કરી બંદગી કરતો કે! "હે ખુદા! એમીલી બસ મ્હારીજ પ્યારી થાય એવું તું કર! બસ હું બીજું કાંઇજ માગતો નથી!" વળી પેલેમોન પણ ભગવાનની ખરાં દિલથી ભકિત કરીને એટલુંજ માગતો કે; "હે ભગવાન! મ્હારે આ પૃથ્વિ ઉપર એમીલી શિવાય બીજું કાંઈએ જોઈતું નથી!" બન્નેની ભકિત દ્રઢ હતી. હવે કહો, કે પ્રભુ કોનું રાખે? એમ કરતાં કેટલાક વખતે બન્ને કેદીઓને છુટા કરવામાં આવ્યા અને થેસ્યસે એમીલીને પણ છુટ આપી, કે બન્ને ઉમેદવારો યુધ્ધ કરે તેમાં જે જીતે તેને તું વર. બન્ને લડયા, અને આર્સાઇટ જીત્યો, ખુશીમાં આવી જઇ પોતાનું ધારેલું ઈનામ મેળવવા જવા સારૂ જેવો તે ઘોડા ઉપર ચઢી એમીલી આગળ ગયો, કે તુર્તજ ઘોડા ઉપરથી પડીને તે મરણ પામ્યો! જેથી એમીલી પૅલેમોનને પરણી ગઈ! આ રીતે ઈશ્વર જે માગે તે આપે છે પરંતુ લીંડી નાખીને દુધ આપે છે.

તેરી જાત પાક હે અએ ખુદા! તેરી શાન જલો જલાલ હય!
તેરા નામ માલીકે અમ્બીયા, તેરા શાન જલો જલાલ હય.

જરથોસ્તીઓને મુશકેલીના વખત માટે દિલાસો કહ્યો છે કેઃ—

ઉપ-તૂ-નો ઇધ યાઓ અષઓનામ ઓષુ ઇસિન્તુ ફ્રવષયો, તાઓ તો જસેન્તુ અવંઘહે, તાઓ નો આંઝહુચિત્ હતો યાયેન્તે અઇવિ-દરેશ્તાઇશ અવેબિશ.

(ફ્રરવરદીન યશ્ત)

આપણી મુશકેલી અને મુસીબતના વખ્તમાં આપણે અકળાઈ ન જતાં આપણે તેવા કટાકટીના વખ્તે દુવા ગુજારવી જોઇએ કે; અમારાં અશો નેઆગાંનોનાં અશો ફ્રરોહરો આ દુનિયાંમાં અમારી દાદ લેવાને, અમારી ઉપર મોહબ્બત મેહેરબાની ઉતારવાને જલદીથી અહિંયાં અમારી મદદે આવી પહોંચે! ઓ

અથો અમારાં નેઆગાંનો! અમો જીવતાંઓનાં સંકટ વખતના પ્રસંગે તમારી મજબુત મદદ ને જોરાવર સહાયતા વડે અમોને છારવી લઈને બચાવો!" નવાબ! વગર શંકા લાવવે આપ માગશો તો જરૂર તમારા દુઃખના વખ્તે તે રૂહો પોતાના માસ્ટર યા ગુરૂની રજા લાઈને તમોને ગેબી મદદ કરશે. જો તમે અમારા ખુદાની હસતી સ્વિકારતા ન હો નવાબ, તો તમારા વિઘ્નના પ્રસંગે તમે તમારો કોઈ બીજો ખુદા કે અલ્લા ઊભો કરીને પણ તેની મદદ માગો! એક રાજા ઘોડા ઉપર બેસીને જતો હતો, એવામાં રસ્તે એક માણસને ચાલ્યો જતો જોઇ ઘોડો ભડકયો. તે રાહદારી ઉપર સુગાઈને, જ્યારે રાજા હેઠળ તુટી પડયો ત્યારે, તે રાજાએ તેને મારી નાંખવાનો હુકમ કર્યો કે; "આ જાદુગર છે, મારો!" બાપડા ગરીબ રાહદારીએ પૂછયું કે; "તું મ્હારો જીવ લેવાનો શા સારૂ હુકમ કરે છે નામવર?" ત્યારે રાજા કહે; "ત્હારી દ્રષ્ટિ ખરાબ છે. તું કમબખ્ત મારી નજરે પડયો તેવોજ હું ઘોડા ઉપરથી ઉથલાઈ પડયો. તેં કાળમૂખાએ જો ત્હારૂં મોં નહીં બતાવ્યું હોત, તો હું પડી ન જાત!" ગરીબ બોલ્યો:--"અરે ગરીબ પરવર! મ્હારી બદ નજરથી તો તું ઘોડા ઉપરથી ઉથલાઇ પડીને પાછો ઉઠવા પામ્યો, મગર ત્હારી દ્રષ્ટિ મજ ઉપર પડવાથી તો હું જીવથીજ જાઉં છું! હે રાજા! હવે ઇનશાફ કર, કે આપણા બેઉ વચ્ચે કમનસીબ તું છે કે હું છું? જાદુગર તરીકે ત્હારે મ્હારી ઉપર સુગવું જોઇએ, કે મ્હારે ત્હારી ઉપર સુગાવું જોઇએ?" અર્થાત, ખરાં કારણ વગર કોઈ કોઈ ઉપર સુગ્યા કરી શંકા રાખવી એજ દુઃખની ઉત્પત્તિ કરે છે. કોઈ કોઈ ઉપર જે તે વાતમાં સુગીને શક લઇ જવો એ નબળાં મનનું જ કારણ છે. સુગવું એ શું છે? શું તે દુઃખનું કારણ નથી? ભુલથાપનો શું એ પડદો નથી? જંજાળની શું તે જાળ નથી? અંદેશાનો શું તે હાર નથી? જે હારને એક છેડે અજ્ઞાનપણું ગુંથેલું છે, વચમાં રંજ નંગ જડેલું છે, અને બીજે છેડે દીલગીરી મઢેલી છે, એવોજ તે હાર છે, કે બીજું કાંઇ છે? આપણે એકાદાં કામકાજમાં આપણું સારૂં થયું હોય, તો તેને સંભારીએ, અને આપણું નરસું થાય, ત્યારે બીજાને માથે દોષ મૂકી મુઝાયા કર્યે છિયે. કેમકે કોઇ કોઇ ઉપર સુગ્યા કરી શક લેયા કીધાથી દુન્યાના વહેવાર ઉપરથી વિશ્વાસ ઉઠી જાય છે, મિત્રો પણ શત્રુ થતા જાય છે, અને કામ ધંધો મંદ પડી જાય છે. માટે રે નવાબ! ત્હારાં નશીબમાં જે કાંઈ આવી પડી, જેવી કાંઇ હાલત નબળી થઈ પડી, પરમેશ્વરે ગમે તે સ્થિતિમાં લાવી નાંખ્યો હોય તે માટે, બીજાંઓ ઉપર સુગાયા કરવાથી જરૂરજ તને દુઃખ થશે; પરંતુ તેનો રૂધળો બોજો જો ઇશ્વરને માથે મૂકી દઇ ખુશીથી અળગો રહેશે તો તને દુઃખની લાગણી થશેજ નહીં. એક શાયર કહે છે તેમ,

> ઇફલાસમેં, ઇદબારમેં, ઇકબાલમેં, હય ખુશ,
> પુરે હય વોહી મર્દ જો હર હાલમેં હય ખુશ!

ગર ઉસને દીયા ગમ તો ઉસી ગમમેં રહે ખુશ,
ઓર ઉસને જો માતમ દીયા, માતમમેં રહે ખુશ !
ખાનેકો મીલા કમ તો, ઉસી કમમેં રહે ખુશ,
જીસ તઓર રખ્ખા ઉસને ઉસ આલમમેં રહે ખુશ !

કોઈ કોઇ ઉપર શક લઈ જઇ સુગ્યા કરવાથી કમળાવાળાં માણુસની માફક તને બધું પોતાની વિરૂધ્ધનું માની લીધેલું સૌ પીળુંજ દેખાય છે. આ એક તવારીખી દાખલો નોંધાયલો છે, કે માત્ર ઈજીપ્શીઅનો ઉપર શંકા લઈ જઇ દુશમન દાવાનું સુગાઈનેજ અબ્રાહામે બબે વાર વેર લેવાની કોશેશ કરી હતી, અને ઇજીપ્તના લોકોને વિના કારણે માત્ર સુગની મોકાણેજ દુઃખો સહન કરવાં પડયાં; જેથી અબ્રાહામ હિણાયા; તો જોકે બાપડા ઇજીપ્શી-અનો તો કાંઇએ અપરાધની વાત પણ જાણતા હતા નહીં. આનું કારણ શું? સુગાયા કરનારાઓની શંકા શું વારંવાર ખરી પડે છે? ફલાણો ફલાણે ઘેર બેઠો તે મારીજ વાતો કરતો હશે! અમુક માણુસને તમુક સાથે વાતો કરતાં દીઠો તે મારે માટેજ મારાં ફલાણા કામને થકીજ ગુસ ગુસ કરી હશે! એવી સુગ્યા કરવાની ટેવથી મીજાજ ભરાઈ જાય છે, અને હૈડાંમાં દરેક જાતનું કપટ અને કડવાશ રહેઠાણ કરે છે. રાજાઓને જુલમ તરફ, ધણીઓને અદેખાઈ તરફ, ડાહ્યાં માણુસને ડામાડોલ અને નબળાં મગજના દુઃખાવા તરફ, જે મુખ્ય ચીજ ઘસડી જાય છે, તે શક સુબેહ, સુગાયા કરવાની ટેવ, અને શંકાશીલ વૃત્તિજ છે. માણુસની ચલુ ઈચ્છાશકિત દુઃખનું રૂપ પણ બનાવી શકે છે. સુગાયા કરવાની ટેવ હૈડાંને દુષિત બનાવે છે. જેઓ કુંડાં કપટો કરનારાં છે, તેઓજ કોઇ કોઇ ઉપર સુગાઇને શક લાવ્યા કરનારાં પણ છે. કેન, જે કોઈને પણ મળતો તેને "આ મ્હારો ખુનીજ હશે!" એમ માની લઇને સુગાતો, અને સોલ જે દેવીડની જીંદગીની અદેખાઈ કરી તેનાથી ચઢિયાતો થવા ઇચ્છતો હતો, તે દેવીડને પણ પોતાના જેવોજ માનીને તેના ઉપર સુગ્યા કરતો હતો. આમ કરવાથી સોલ અને કેન બન્ને દુઃખીજ થયા હતા. આરબ લોકો ગાય છે કે;

વ અખુ‍ મલ અદાવને લાકયમરો બેસાલેહેન;
એલ્લા વકઅલમેઝોહ, બેકઝાબેન અશરે.

અદાવતનો ભાઈ શાક્કેહ તો પેગમ્બર સરખાને પણ ભુંડું બોલ્યા બિના રહે નહીં. તે તો એવું પણ બોલશે કે; "તમારા પાક પેગંબરનો પેગંબરીનો દાવો પણ જુઠો છે!" માટે હે નવાબ! વગર કારણે કોઈ ઉપર સુગાવું, તેના કરતાં ઠગાવું સારૂં. કેમકે કોઇ કોઇ ઉપર સુગાયા કરવાથીજ તમારી જીંદગી કડવી મારી ગઇ છે. વળી જેઓ ઉપર બીજાં લોકો જરા જરામાં શક લઈ જાયા કરે છે, તેઓ બાપડાં તો વગર ગુનાહે ને બીન તકસીરે નુકશાંની

અને હેરાંની પામી, હે નવાબ! ત્હારી પેઠે દુઃખીજ થાય છે. તને જ્યારે બીજાં વધુ દુઃખો ન હોય ત્યારે સુગાઇ સુગાઇને દુઃખને આમંત્રણ નહીં કર! જે દુઃખની હયાતિજ થઇ નથી, જે દુઃખ જન્મ્યુંજ નથી, જે દુઃખની પયવસ્તીજ થઇ નથી, તે દુઃખનું પોષણ કરી તે દુઃખને ઉદેરીને મોટું કરવા સારૂ, તું ચિંતાતુર ન થા! ત્હારે માટે લૉંગફેલોનાં આ વચન છે કે;

Be still, sad heart, and cease repining,
Behind the clouds the sun is shining.

હે દુઃખી દિલ! આવી આવી ગીરફતારીમાં ગરકાવ થવાનું હવે તું બંધ કર, વાદળાંઓની પાછળ સૂર્ય ચક ચક પ્રકાશે છે તે તું જોતું નથી વારૂ? માઠું જન્મે છે સારૂં થવાનેજ. હાલની નુકશાની હવે પછી આવતા લાભ માટેનીજ સમજો. સર વોલ્ટર સ્કોટ જ્યારે નાનું બાળક હતો ત્યારે તેના ઘરના ઓરડામાં દોડાદોડ કરતાં તેનો પગ મોચાયો એવી નજીવી હાનિ માટે દિલાસાનો દાખલો નોંધવો એ ઠીક નહીં, એમ સાધારણ વાંચકને લાગે ખરૂં. તેમ છતાં "આઇવન્હો" "ઑલ્ડ મૉર્ટલિટી" અને સઘળાં "વેવર્લી નોવેલો"નો આધાર તો એ પગનાં મોચાવાનાં નિર્જીવ દુઃખ ઉપરજ રહ્યો છે. જ્યારે તેના પુત્રે લશ્કરમાં દાખલ થવાની મરજી બતાવી ત્યારે સ્કોટે મિત્ર સધેને લખ્યું હતું કે; "જો મ્હારા લંગડા પગે મને બાંધી રાખ્યો ન હોત, તો જે પસંદગી હું મારે પોતાને માટેજ કરત, તે પસંદગીની સામે થવાનો મ્હારો કાંઇજ હક નથી." હાંસલે મતલબ એ છે કે, જો સ્કોટ પગે લૂલો થયો ન હોત તો તે મહાન લડાઇમાં હાજર રહીને લડયો હોત, અને તેની છાતી ઉપર દમનબંધ ચાંદો લટકાયા હોત, અને તેનું નામ અમર રહેત. પણ—પણ તેના ગ્રંથોથી તેનું નામ આજે જેટલું અમરપણું ભોગવે છે, અને જે ગ્રંથોએ તેના દેશ ઉપર કીર્તિનો વરસાદ વરસાવી તેનું નામ વધારે આશકારા કર્યું છે, તે શું ઓછું છે? નવાબ સાહેબ! ગભરાવ નહીં. ખમો. પણ લોક લોક ઉપર સુગાવ ના તુફાનના ધકા લીધે વાંકાં વળી ગયેલાં વહાણો કાંઇ તુફાનના જુસ્સામાંથી બચવા પામતાં નથી. ચિંતા અને ફીકરમાં રહીને મહેલમાં તમે વસો છો તે કરતાં તો નચિંત જીવે ઝુપડીમાં વસવું લાખ દરજ્જે સારૂં છે. ગમે એવી હાડમારી છતાં ભારે વસ્તીવાળાં શહેરમાં વસી ગએલાં આદમીઓ ન્હાના કસ્બામાં વસવું પડે ત્યારે જીવમે મુઝાય છે, કે પડતી આવી! પણ ત્યારે ગામડાંના લોકો શું કરતાં હશે? જંગલમાં વસનારાં કેમ કરતાં હશે? ૧૮૯૦ માં લંડન શહેરનો વિસ્તાર તપાસતાં માલુમ પડયું હતું કે, એ શહેર અગીઆર માઇલ લાંબું છે, અને અગીઆર માઇલ પહોળું છે, તે બાસઠ વરસ ઉપર જેટલું મોટું હતું તેના કરતાં હાલ છ ગણું મોટું છે. દર અઠવાડીએ એ શહેરમાં જેટલાં મરણ પામે છે તેનાં કરતાં ૧૦૦૦

માણસોનો વધારો થાય છે, તોપણ ગમે એવી ભારે મોંઘવારી છતાં, એક ગરીબ લંડનવાસી ત્યાંજ રહેવામાં સુખ સમજે છે. અઢી અબજની દુનિયાંની બધીજ વસ્તીને લંડનજ કયાંથી મળે ? આ જગતમાં એક લાખથી બે લાખ માણસની વસ્તીવાળાં એકસઠ શહેરો છે. બે લાખથી પાંચ લાખના વસ્તીવાળાં ૨૫ શહેરો છે. અને પાંચ લાખથી વધારે વસ્તીવાળાં બાર શહેર છે. તે મધે મોટાં શહેરો લંડન અને પારીસ યૂરોપમાં, અને બાકીનાં દસ એશીઆમાં છે. એ શહેરોનાં ઉપર ઉપરથી દેખાતાં સુખોના ભિત્તરમાં જે દુઃખો સમાયાં છે, તેનો ગામડે રહેનારાંને વિચાર કયાં થાય છે ? ઇલીનોઇસ અને કેન્સાસને પૂર્વ તરફના દેશો સ્વર્ગની ઉપમા આપે છે, પણ ત્યાંજ મરકી તો ઘડી ઘડી થાય છે. અને મીઝીઝીપી નદી આગળના પ્રદેશને "બાગે બેહેસ્ત" તરીકે ઓળખવામાં આવે છે, ત્યાંજ વારંવાર કોલેરા તો ફાટી નિકળે છે. ટુંકમાં દુનિયાની સવળી અવળી ગતિને લીધે હદ બહાર ગભરાયા કરવું નકામું છે. તમને ખબર તો હોવી જોઇએ કે, પૈસા સંબધી હદ બહાર ચિંતા અને ફીકરની અસરથી, એક રાતમાં તદ્દન કાળા બાલ સહવાર પડતાં ધોળા થઈ ગયાના પુષ્કળ દાખલા બનેલા છે. મુંબઈમાં પણ શેઠ રતનજી દુબાશના તમામ બાલ દહાડે કાળા હતા તે પૈસા સંબંધે એકાએક લાગેલા આંચકાથી એક રાતમાં ધોળા થઇ ગયા હતા. માટે હે દુઃખી-દિલ નવાબ ! ટટાર થઈ ખુશ મિજાજ રાખ, પૈસો અને ખુદા તો જયાં હતા ત્યાંના ત્યાંજ રહેવાના છે. પૈસાદારને પોતાની એક પાઇની કિંમત પોતાનાં સર્વ સુખોનાં પલ્લાંમાં ભારી લાગે એજ તેને દુઃખ. પૈસોજ સુખ આપતો હોત તો મારવાડી ને જયુ જાનો સુખી જાતો કહેવાત. પણ તેમ નથી. એક જયુને પૈસાની આગળ આંખની પણ કિંમત નથી! તેની આંખના ડોળા કાઢી લ્યો, પણ તેના પૈસા તમે ખુંચવી ન લો તો તેને મનથી તેજ મહા સુખ. બ્રીસ્ટલના એક ધનાઢય યહુદી પાસે જૉન રાજાએ ૧૦૦૦૦ની રકમ જોર જુલમથી માગી, પણ તેણે તે નહીંજ આપી ત્યારે જુલમગાર જોને તેને જબરીથી પકડાવી મંગાવી જયાં સૂધી માંગેલી રકમ નહીં આપે ત્યાં સુધી દર રોજ અકેક જીવતો દાંત ખેંચાવ્યા કીધો ! સાત દહાડા સુધી તો અકેક દાંત ખેંચાવ્યા કીધો, પણ આઠમે દહાડે દાંતનું દુઃખ જયારે નહીંજ ખમાયું ત્યારે તે તાબે થયો હતો ! પૈસો કાંઇ નારાયણ નથી. હકુમત કે નવાબી એ કાંઇ નારાયણ નથી. પરંતુ અનુભવથી શ્રવણ કરશો તો નરદેહ તેજ નારાયણ છે, અને તેનું અંતઃકરણ હમેશાં તેનુંજ મનન કરવામાં રહે છે; જેથી તેને તો દુઃખની કલ્પનાજ થવી જોઇતી નથી. કાંકે જે પોતે તરનારો છે, તેને કોઇની કેડે વળગવાની કે તુંમડાંની જરૂર નથી. તેવીજ રીતે સ્વતંત્રપણાથી સર્વ દુઃખ સુખનો તમારે શોધ કરવો. સત્ય શોધવાથી સંશય રહેતોજ નથી, અને જેને નિશ્ચય થાય છે, તેજ

નિશ્ચયને જાણે છે. મનથી તરેહવાર કલ્પનાઓ કરી દુઃખોને આકાર આપ્યા કરવાથી, કલ્પનાથી દુઃખોને નવા નવા પોશાક પહેરાવવાથીજ દુઃખ વધે છે. માટે પહેલી વાત તો એજ છે, કે દુઃખ થયું કે ખોટી કલ્પનાને જરૂર ત્યાગવી. ઘણીજ કલ્પના કરનારાઓજ ઘણા દુઃખી થાય છે.

## જાતે ગાંડા, ને વળી ભાંગ પી સૂતા!

ગાયન જોડનારાઓ મનના તરેહવાર ફાંટાઓને સ્વાધિન થઈ દુઃખી જણાયેલા છે. કવિતા જોડનારાઓ કરતાં ગાયન બનાવનારા ચિત્રવિચિત્ર કલ્પનાના દાસ થઈ દુઃખી રહેલા છે. હાઈડન જ્યારે પણ ગાયનો રચતો ત્યારે પ્રથમ તો ઘણીજ સંભાળથી પોતાનો પોષાક પહેરતો, પછી બાલને તરેહવાર પાઉડરોથી મઘમઘતા કરી, ઉત્તમ લુગડાં ઘાલતો. ફ્રેડરીક રાજાએ એને એક હીરાની વિંટી ભેટ આપી હતી, તે વિંટી જો એણે ઘાલી ન હોય, તો કહે છે કે, તેને એવો તો વહેમ પડતો, કે એક પણ વિચાર તેને સુઝતો નો'તો. એને વળી લખવાને માટે ઘણાજ સુંદર અને સફાઈદાર કાગળો જોઈતાં, અને ગાયનની નોટ એટલો તો કાળજી પૂર્વક લખતો, કે જાણે ત્રાંબાના પત્રાં ઉપર તે નોટ્ કોતરતો હોયની! એવી સફાઈ સુઘડઈથી લખતો. આવી બધી બારીકાઈ તરફ લક્ષ આપ્યા બાદ શી બાબદ ઉપર અને કઈ કઈ કુંચીઓના પ્રમાણ ઉપર ગાયન અને તેની નોટ તૈયાર કરવી, તેના ઉપર વિચાર ચલાવતો, કલ્પના દોડાવતો, અને પછી હાય મારતો! "હૉસ્પીટલ" નામનું ચેપાન્યું ત્યાંના ફાંટાબાજ દીવાનાઓ વિષે બોલતાં લખે છે કે; "એક દીવાની સ્ત્રી પોતાના કપાળ ઉપર એક પોસ્ટની ટીકીટ ચોંટાડી એમ માને છે કે, તેણી પોસ્ટના થાંભલામાંથી પોતાનાં સગાંઓને મળવા જાય છે! વળી પછી બારવણે તેણી તે ટીકીટ કાઢી નાંખી બીજી ચોંટાડીને એમ માની લે છે કે, તેણી પોતાનાં સગાંઓને ભેટીને હમણાંજ ટપાલ મારફતે આવી!" કલ્પનાની મોકાણનીજ આવાં દર્દો બનેલાં છે. ગ્લુક જ્યારે પણ ગાયનો જોડવાની લ્હેરમાં આવતો ત્યારે એકાદ સુંદર ખીડમાં પોતાનો પીઆનો મુકાવી જમણી અને ડાબી બન્ને બાજુએ ચેમ્પીન દારૂની અકેકી બાટલી મુકાવી પોતાની કલ્પનાને સ્વર્ગ તરફ લંબાવી દેતો. એ પ્રમાણે આ બેઉ ગાયનકારો મનોરાજને પૂરેપુરા તાબે હતા, અને તે ઘણીજ સંતાપમાં રહેતા. ફાંટાની તેઓમાંજ આવી લ્હેર હતી એમ નથી, પરંતુ ગાયનકાર સારટી જેવો ઘણીજ શોકાતુર કલ્પનાવાળો નર, ઘણા ચોકસ, કેવળ ગંભીર અને પુરેપુરી શાંતિવાળા ઓરડામાંજ ગાયનો જોડી શકતો હતો.

વળી તે ઓરડામાં ઝાંખી રેશાનીવાળી એકજ બત્તી હોવી જોઇએ, એવો તેનો તુરંગ હતો. તેમાં તલભાર કમી પડતું કે દુઃખી થઇ મુઝાયા કરતો. એથી ઉલટાજ સ્વભાવનો **સીમેરોઝા** કોઇ પણ ગાયન જોડતી વેળાએ ગડબડ, ઘોંઘાટ અને હાસ્યવિનોદને પસંદ કરતો હતો. દોસ્તોની મેહફીલની વચ્ચો વચ્ચમાં બેસીને ઉત્તમ જોડણી એ કરી શકતો. એવા તેના જોડેલા ઓપેરા ઘણા વખણાયલા છે. પાર્ટીમાં ખાવા બેઠો હોય, અને જો કંઇ વિચાર આવી જાય તો તે ત્યાંને ત્યાંજ તેનો રસ્તો લાવતો. એવી રીતે વિખ્યાત પામેલો Il Matrimonio Segreto નાટક પણ ગાનતાન અને ખાંણી પીણીની દોસ્તોની રમુજી પાર્ટીમાંજ રચાયલો હતો. પણ જ્યારે એકાંતમાં રહેવા લાગ્યો ત્યારે તેના મન ઉપર માઠી અસર થવા લાગી. એકાંતવાસ તેને કબ્રસ્તાન જેવો મહા ભયંકર દેખાયો. પણ વળી અજાયબી જેવું તો એ છે, કે ગાયનકાર **પેઇસ્યલ્લોએ** ભર માંદગીનાં બિછાનામાં પોતાના 'બારબર દી સેવીલા' અને 'લા મોલીનેરા' નાટકોની જોડણી કરેલી હતી! કાંકે તે દુઃખનાંજ સુખ સમજતો હતો. ન્યુયોર્કનો એક તવંગર માણસ મરવા પડયો ત્યારે તેણે પોતાનાં મરણ અગાઉ પોતાના દીકરાને પરણેલો જોવાની ઇચ્છા જણાવી. પોતાના દીકરાને તેણે પોતાની આગળ તેડયો, અને પોતાની આ ઇચ્છા તેને જાહેર કરી. દીકરાને પૈસો બહુ વ્હાલો હતો, જેથી તેને તો કુંવારી જીંદગી પસંદ હતી; પણ બાપે સાફ કહી દીધું કે, "તે જો પરણવાને ના પાડે તો હમણાજ તેને વસિયતમાંથી તે રદ કરે છે." દીકરો બાયડીની શોધમાં દોડયો, અને પાસેનાં હોટેલમાં એક જવાન ખુબસૂરત કન્યા તેજ દિવસે નોકરી રહી હતી, તેણીને તેણે પોતાની સાથે વરવાની વાત કહી. તે પણ કબુલ થઈ, અને વરરાજાના દુઃખી બાપનાં મરણના બિછાના આગળ તેઓનાં લગ્ન થયાં હતાં! સેશીની જેવા અચ્છા ગાયનકારના મનના ફાંટાનાં દુઃખ વીશે તો અજાયબીજ લાગે છે. તેના કહેવા મુજબ તેનાં બન્ને ખભાંઓ ઉપર તેની માનીતી બે બિલાડીઓ જો બેસે નહીં, તો તે ચિંતામાં પડતો. તેનાથી એક ઘડી પણ કલમ, કલ્પના, કે દમ ચલાવી શકાતો નહતો. જે દહાડે બિલાડી નહીં તે દહાડો તેનો બરગસ્તે પસાર થતો, આમ તે માની બેઠો હતો.

આ રીતે હે નવાબ! તમે જાણી શકશો, કે તમારાં મન અને તનનાં દુઃખો તે તમારી માઠી કલ્પનાઓ અને ભુંડા વિચારોનાંજ પરિણામ છે.

થોડાંક વરસની વાત ઉપર બનેલા એક બનાવની યાદ ગ્લૅસ્ગો હેરલ્ડ પત્ર આપે છે કે; રશીયન ચિતારા **વેલેશએજીન** તરફથી ચિતારવામાં આવેલાં પીક્ચરોનું એકઝીબીશન જોવાને જરમન શેહેનશાહ ગયા હતા. તે એકઝીબીશન બર્લીન મધે કરવામાં આવ્યું હતું. "મોસ્કોથી રવાનગી" એવે નામના પીક્ચર આગળ કયસર ઉભા રહ્યા, અને ટીકી ટીકીને તે જોવા લાગ્યા. **નેપોલીયન**

બોનાપાર્ટને નાસીપાસ થયેલો, ભુખમરાથી મરણતોલ થયલા માણસો સાથે નીચી મૂડીએ પાછો ફરતો, તે ચિત્રમાં ચિતારવામાં આવેલો હતો. કયસરે તે ચિત્ર બહુ બારીકીથી તપાસ્યું, અને પછી તે ચિત્રો ઉતારનાર ચિતારા તરફ ફરીને કયસર બહુ ગંભીર અવાજે બોલ્યા કે:-"મ્હને એવી કલ્પના થાય છે કે, આ બનાવ જોકે બન્યો છે છતાં, હજી પણ કોઈ માણસ એવો નિકળી આવશે, કે જે આખી દુન્યાને કચડી નાંખવા માંગશે. પણ તેવા સઘળાઓનો અંત આવોજ આવશે!" વિચાર કરો સાહેબ! કે કયસરની આ આગાહી પોતાની કલ્પના અને પોતાના આત્માની સૂચવેલી હતી કે નહીં? તે પણ કેદખાનું ભોગવે છે નં?

અરે નવાબ! ખરડેલા હાથે બીજાને ડાઘ દેખાડતો ના ફર! તું નિરાશ થઇશ, તો દુ:ખ કહેશે કે; "ત્હારે ટોટે વળગીશ!" માટે ત્હારાં દુ:ખોનો ગભરાટ ઓછો કરવા સારૂ મન ભાવ્યું ભુંડું બોલી બકીને ત્હારા કાકાને કે ભત્રીજાને કે કોઈને પણ નિંદવાને બદલે ત્હારાં કર્મને જ જવાબદાર ગણ. ભલાં માણસથી ભુંડાઈ થતી નથી, તેમ ભુંડાં માણસથી કદિ ભલાઈ થતી નથી જ. એરબ્બી નશિયત છે કે;

એઝા અેસોલ એનસાન તાસેલ લેસાંનહી;
કસેનનોરેન મગલુબેન છશુલે અલ્લ ક્લબે.

મનુષ્ય પ્રાણી જ્યારે નિરાશ ને નાઉમેદ થાય છે ત્યારે તેની જીભ જરાક લાંબી થાય છે, જેથી મોઢામાં જેવું આવ્યું તેવું ભુંડું ભલું બકવા મંડી જાય છે. એક રાંક બિલાડી પણ જ્યારે કુતરાથી આજેજ થઇ જાય છે ત્યારે તે પણ ફાડી ખાય એવા કુતરા ઉપર પણ હુમલો કરે છે, અને નાશ પામે છે.

દાદુ પંથના એક ચેલા સાથે બીજા પંથના એક ચેલાને વઢવાઢ થઇ ત્યારે સામા પંથનો ચેલો દાદુપંથીને કહેવા લાગ્યો કે; "ત્હારા ગુરૂ તો કુકડા જેવા હતા!" જ્યારે પેલો દાદુપંથી નિશ્ચલદાસ પાસે આવી કહેવા લાગ્યો કે; "આપણા મહા પુજ્ય ગુરૂ દાદુને સામાવાળાએ મરઘા જેવા કહ્યા છે!" ત્યારે નિશ્ચલદાસે કહ્યું:—

"ભાઈ! એ સાચુંજ કહે છે. શ્રી દાદુજીએ બહુ જનોને અજ્ઞાન મોહ નિદ્રામાંથી મરઘાની માફક વાસીને જગાડયા છે, તેથી આપણા ગુરૂને એ કુકડા કહે તેમાં અસત્ય શું છે? તે કુતરા છે, ને આપણા ગુરૂ મરઘા છે એટલોજ ફેર કેની!"

કૂકર હાર ચબાય બ્હાં, આવત લખેં ગયંદ;
ભુસ ભાજે લે સમુઝિયોં, લેગો યહ મતિમંદ.

કૂતરો સૂકું હાડકું ચાવતો હોય છે તેવામાં જો હાથી આવી લાગે છે તો કૂતરો એમ સમજે છે, કે મ્હારૂં હાડકું ખુંચવી લેવા આવે છે. એમ સમજીને ભાઉ ભાઉ કરીને ભસે છે, પરંતુ હાથી કાંઇ તેનાથી હટી જતો નથી, તેમ

તેનું હાડકું પણ લેવા જતો નથી. તો પણ શંકાશિલ વહેમીલો કૂતરો શંકા લઈ જઈને જેમ પેલું હાડકું લઈને નાસી જાય છે, તેજ પ્રમાણે બકબકારા અને નિંદા ચર્ચા કરનારાઓ સમજે છે, કે નિંદાયેલો પુરૂષ આપણી વાત સાંભળવા આવ્યો હશે, એમ સુગીને ભસે છે, પણ તે શૂરો નર તેમની કાંઇ દરકાર કરતો નથી, ત્યારે નાસભાગ કરી મેલે છે, કે રખેને તે આપણને સપડાવે. વાસ્તે કરીને વચન બોલો તો પળાય એવા બોલો. સત્ રાખો તો રખાય એવુંજ રાખો. પ્રતિજ્ઞા તો પળાય એવીજ લ્યો. વ્રત લેતી વખતે સો વાર વિચાર કરવો, કે વ્રત ભંગ થશે કે કેમ? વ્રત કે પ્રતિજ્ઞા પાળવી બહુ કઠણ છે.

બહુ સુત, બહુ રૂચિ, બહુ વચન, બહુ આચાર વ્યવહાર;<br>
ઇનકો ભલા મનાઇઓ, યહ અજ્ઞાન અપાર.

એક દિવસે પેગંબર હઝરત ઇસ્માઇલ એક મિત્રની સાથે જતાં તેના ઘર આગળ આવી પહોંચ્યા. પેલા મિત્રે ઇસ્માઇલને કહ્યું કે, આપ અહિં થોભો; હું ઘરમાં જઇને કાંઈ કામ કરવાનું છે તે કરીને પાછો આવું છું. પોતે ત્યાં આગળ બેઠા, અને પેલો મિત્ર પોતાના ઘરમાં પેશી ગયો. પણ વધારે રોકાઈ જવાથી ઇસ્માઇલને આપેલો વાયદો ભૂલી ગયો, અને પરવાર્યા પછી પાછલે બારણેથી ભૂલમાં બહાર નિકળી ગયો. પ્રસંગ એવો બન્યો, કે ૩ દહાડા સુધી તે બહાર ગામથી આવી શકયો નહીં, અને ૩ દિવસ વેર ઇસ્માઇલ તો ત્યાંજ ભુખા ભુખા બેસી રહ્યા. જ્યારે પેલો મિત્ર બહારથી આવ્યો ત્યારે ઇસ્માઇલને ત્યાંજ બેઠેલા દીઠા, અને પુછયું કે, “ અહો! મિત્રતાનાં ઝાડનાં ફળરૂપી અને ધર્મરૂપી પિતાના પુત્ર! આપનું અહીં બેસી રહેવું કેમ થયું છે?” તેમણે ઉત્તર દીધો:—“તમે વાયદો કરીને અંદર ગયા છો ત્યારથી તમારી વાટ જોઈ બેઠો છું!” મિત્ર બોલ્યો;—“હું આવી શકયો નહીં તો આપે આપને ઘેરે જવું હતું સાહેબ!” જવાબ દીધો; “ હું વાયદાથી બંધાયો તો પછી તમારા આવ્યા વિના મ્હારાથી કેમ જવાય? આ તો શું પણ ત્રણ કરતાં વધારે દિવસ તમે ન આવ્યા હો, તો હું અહિંજ બેસી રહેત!” ગમે તેમ થાય તોએ તમે તમારૂં વચન પાળો તો આયદે તેનો બદલો છેજ છે. ગમે એ થાય તોએ તમે તમારૂં પ્રમાણિકપણું જાળવો, તમારી પુઠે કાંઇ સારૂં જેવુંનવું જુનું ભમતુંજ ભમશે. તમારાં ભલાં ભવિષ્ય માટે, આવતો ભય અટકાવવા સારૂ, અને લોકને વશ કરવા સારૂ, તમારૂં સત્ય એજ શ્રેષ્ઠ વશીકરણ છે. પૈસાથી માલેતોજાર થયેલા આજના રોથસ્ચાઈલ્ડવાળાઓ નિર્જીવ પ્રમાણીકપણાથી અને ન્હાની સરખી દ્રઢ યહીનદારીની શરૂઆત ઉપરથીજ વધ્યા છે. તેમનું આજે પુંકે ફાટે છે. કારણ શું? અસલ જર્મનીના એક ન્હાના રાજાએ દુશ્મનથી નાસતાં નાસતાં, પોતાનાં ઝવેરાતનો એક દાબડો એક ગરીબ યાહુદીના વિશ્વાસમાં સોંપેલો. પેલા

રાજાના દુશ્મનોએ તે યાહુદીને ઘણોએ હાડમાર કીધો, અને ઇનામની લાલચો ગમે એવી આપવા માગી તે છતાં, અને વળી પોતે ગરીબ ભીખારી જેવો હોવા છતાં, તેણે પોતાનાં સત્વનો નાશ કીધા વગર છુપે ઠેકાણે દાટીને તે દાબડો સાચવી રાખ્યો; અને જ્યારે પેલો નાઠેલો રાજા, દુશ્મનોને હરાવી પાછો ગાદીએ આવ્યો ત્યારે તેણે તે દાબડો અનામત તેને હવાલે કીધો. રાજાએ તેની આવી પ્રમાણિક નિષ્ટાની ખબર યૂરોપના સઘળા પાદશાહોને લખી મોકલી, તેના ઉપર વિશ્વાસ રાખી કામ સોંપવાની ભલામણ કીધી, રાજાએ પોતે પણ નાણાં સંબંધી મોટાં કામો તેને સોંપ્યાં, તેમજ યુરોપના બીજા રાજાઓ તેવાંજ મોટાં કામો તેને સોંપવા લાગ્યા. આ યાહુદી કેવળ ઇમાનદારીથી સઘળું બજાવતો. આ યાહુદી તે આજનો રોથ્સચાઇલ્ડ હતો. કંગાલ રોથ્સચૈલ્ડ ખિલ્યો, કરોડપતિ થયો; દેશે દેશ પેઢીઓ કાઢી પોતાનાં છોકરાં બચ્ચાંને સુખી કીધાં; ને અંતે શ્રીમંત મરણ પામ્યો. તેના વંશજ આજે સુખી સુખ્યારા માતબર છે. રાજાઓના પણ સાહુકારો છે. ટકોરાબંધ પેઢીઓ ચલાવે છે; અને નવાબી ભોગવે છે; ના, એટલુંજ નહિ, પણ ઇંગ્રેજી ધારામાં એવો કાયદો હતો, કે "યાહુદીઓને પારલામેન્ટની સભામાંથી બાતલ રાખવા," આમ છતાં, બેરન લાયોનલ રોથ્સ ચાઇલ્ડ જેવા એક કંગાલ યાહુદીને ફરીથી અને ફરીથી પસંદ કરી, એક સભાસદ તરીકે ચુંટી કહાડી, લંડન શહેર તરફથી એક વકીલ તરીકે પારલામેન્ટની સભામાં મોકલ્યો હતો, અને પ્રમાણિક નિષ્ટાને ખાતર બ્રિટન જેવા એક દેશે આવા એકવેળાના રંકને માટે પોતાના કાયદાનો પણ ભંગ કર્યો હતો.

અનિ અનીતિ લહિયે ન ધન, જો પ્યારો મન હોય;
પાયે સોનેકી છુરી, પેટ ન મારે કોય.
કડવાં ફૂલનું ઝાડ જરૂર કરી, નંદન વનમાં વાવે;
કૈસર કેરૂં અમૃત પાણી આદરથી સિંચવે,
દૂધ અને મધ મૂળમાં પાતાં સાકર સાથ મિલાવી;
તો પણ તેને ફ્લતી વેળા કડવાં ફ્લ રેહ આવી.

"જર અને જોરની વખતે, અથવા સુખાકારી અને આબાદીના ચાલુ વખતમાંજ, એક પાપી શખ્સ જો પોતાના પાપી કરતુકનો પસ્તાવો તે ખુદાતાલા આગળ ખરાં અંતઃકરણથી કરે તો તે કંઇ પણ રીતે વાજબી ગણાય, અને કંઇએ રીતનો તેનો બદલો પામવાની આશા રહી શકે." ધર્મી લેખકના આ શબ્દો છે.

કે જુઝ તુ બર આરદ મરા ઝાબો ગેલ ?
બ આબો ગેલમ દસ્ત ગીરો મહેલ.

મ્હારી ગુમરાહીનાં પાણી તથા કાદવમાંથી ત્હારા સિવાય, ઓ ખુદા! મને દુઃખીને કોણ બહાર લાવશે? હે બાપ! તેમાંથી બચાવવાને તું મજ દુઃખીને મદદ

ગાર થા! અને એ કાદવ કીચડમાં મને હવે ઝાઝોવાર રહેવા ન દે! "પણ આબાદીના અને જુવાનીના તથા સુખના વખતમાં તરેહવાર ગુનાહમાં ગીરફતાર થયા પછી જ્યારે જઈફી, તથા બદબખ્તી, અને કંગાલિયત આવે ત્યારે પસ્તાવાના રૂદનો કરવામાં અથવા બરાડા મારવામાં કશુંએ વળી શકતું નથી. એક ઇન્સાનમાં જ્યારે ગુનાહ કરવાની શકિતજ રહે નહીં, ત્યારે કોઈ પણ આગલા ગુનાહની ગલીચી, પસ્તાવા અને તોબાના આંસુના પાણીથી સાફ થઈ શકતી નથી." ચાલતાં ચલણમાં તો નવાબ સાબ! તમે આ જગત્‌ને છેક ભોંયતળિયે ઉભા રહીને દુન્યાને નહીં જૂઓ. ઘરને પહેલે મજલે જશો તો તમારી દ્રષ્ટિમર્યાદા વિશાળ થશે. બીજે માળે ચઢીને જગતને જોશો તો વળી તમારી જોવાની હદ વિસ્તારવાળી જણાશે. છેક ઉપલી અગાસી ઉપર ચઢીને જોશો તો તમારી દ્રષ્ટિ મર્યાદા વિસ્તિર્ણ થશે. માટે દુઃખ પકડી બેઠેલા સાહેબ! તમારાં સંસારિક દુઃખો તમે ભોંયતળિયેજ ઉભા રહીને જોયા કરશો તો તમારી જોવાની હદ મર્યાદિત રહેવાથી તમને તમારૂંજ દુઃખ ઘણું લાગશે; પણ ઉંચે ચઢીને જેમ જેમ જોવાની ટેવ પાડશો તેમ તેમ જગત્‌નાં દુઃખી લોકોની તગોને વિશાળ હદ નજરે પડશે.

અપની તાકાત પે ન હોના કદી મુશતાક;
હજારો કુવતમંદ હો ગયે હયેં ખાક.
શકતીવાલોંકી તુને કયા મટ્ટી ખરાબ કી,
મુસલમાંકી બને મટ્ટી. હીંદુકી હોવે રાખ.
ખુદાને પયદા કીયા એકસે એક બેહેતર,
એકસે એક આલા હય રહિયો ન તું બેતાક.

દુન્યાનો કારોબાર એવોજ ચાલ્યો જાય છે, માટે સંભાળી સંભાળીને ચાલો. જૂઓ કે; "એક વાતનો હર્ષ થાય છે તો બીજી વાતનો શોક થાય છે. પૈસે ટકે સુખી હોઇએ છીએ, તો આપણે બીજી બાબતમાં ચિંતાગ્રસ્ત રહેતા હોઇએ છીએ. ઘર આગળ સલાહ શાંતિ હોય છે તો બહાર કંકાસ હોય છે; અગર ઘરમાં કંકાસ હોય છે અને બહાર શાંતિ હોય છે. શરીર આરોગ્ય હોય છે તો દારિદ્રનું દુઃખ હોય છે; અગર પૈસાનું સુખ હોય છે તો શરીર રોગગ્રસ્ત હોય છે; અને કેટલીક વખત તો આ તમામ પ્રકાર એકીજ વખતે બને છે." માલ્થુસ્યન મતના ઘણા માણસો આવે છે, જેઓ વસ્તીવાડી વધારતાં બીહે છે, કે ઘણી દુકતીઓ ને દુકતાઓ પેદા પડશે તો તેમનું કયાંથી પુરૂં કરીશું! તેઓને પોતાની જાત ઉપર જ અભિમાન હોય છે. એવા નિસાસ્યા લોકોને પરમેશ્વર ઉપર વિશ્વાસ હોતોજ નથી. "ગમ ખાઉં કે કમ ખાઉં! સમ ખાઉં કે દમ ખાઉં!" આમ તેઓ વારંવાર પોતાને પેટે પ્રજા ઉત્પન્ન થાય તેનું હેબતાઇને બિકણું

બને છે. ફીલસુફ માલ્થુસનું એવું નાસ્તિક સિધ્ધાંત હતું કે જેમ જેમ પ્રજા વધે તેમ તેમ ખોરાક કમી થઇ સાધન ખુટતાં જાય, માટે જો પ્રજાની ઉત્પત્તિ કરવાનું મનુષ્યો માંડી વાળશે નહીં તો આખી દુનિયાં તારાજ થઇ જશે! પણ તેના પછી પણ પ્રજાઓ તો કુદકે ને ભુસકે વધતી ગઇ છે, અને પ્રભુ તો સર્વનું પોષણ કર્યોજ જાય છે. બ્રિટનમાં પણ આવાં નાસ્તિક મતનું પ્રબળ હતું, કે જગા થોડી ને પ્રજા વધારી વધારીને શું કરો છો? લગ્ન ઓછાં કરો, નહીં તો થોડી જગામાં સઉનાં હોજરાં ભરવા જેટલો પાક પાકવાનો નથી! નારાયણની કૃપાથી આજ સુધી તો કોઈ અંગ્રેજો ભુખે મરી જતા નથી! પણ ઇશ્વર પર ધીરજ ને યકીન નહીં મળે એજ ખામી છે. એજ દુઃખ છે. આ બધાંને સરવાળે સુખ માનવું કે દુઃખ એનો આધાર, એ બધી બાબતોમાં કઇ બાબતને આપણી મનોવૃત્તિ પ્રિય કે અપ્રિય માને છે તેના ઉપર રહે છે. જગતના આવા ઢંગોમાં તમે ઉકળાઇ ઉચકાઇ ના જાવ. જ્યારે આ ચિત્ર વિચિત્ર જગતમાં જન્મ લેવોજ પડયો છે ત્યારે તો ખુબ સંભાળી સંભાળીને ડગલું ભરો. સંસારનો ફાંસોજ એવો છે.

પ્રેમ નગરીકી રાહ કઠણ હયે-સમલ સમલ કે ચલા કરો,
રામ નામ કો મનમેં જપોં યારો-ઉસી અગનમેં જલા કરો.
સુમુન ચુક મુન યુમી યુન હોકે-ખુદીકુ અપની ફના કરો;
તન મન અપને ગુરૂકા સમજો, ઉસી અગનમેં જલા કરો.

ખુદીકુ તુમ યે નાબુદ સમજો-ઓરોં કુ સમજો ચેન બકા,
ફાંસી ન આવે કામ તુમારે-લાખો બરસ તુમ જીયા કરો.

મંદીરમેં કયા મુરત પુંજો-મસ્જીદમેં કયા સીઝદા કરો,
રામ નામકી રાહ નીરાલી-ઉનકી માલા જપા કરો.

મહમદ શાહ હર ગુરૂકુ મીલીયે-ઓર મીલીયે હર ગુરૂકો,
એસે રૂઠે કુ ગુરૂ મનાવે-ગુરૂકી પૈયાં પરા કરો.—પ્રેમ નગરીકી.

રાજા, વેશ્યા, જમ, અગ્નિ, ચોર, બાળક, માગણ, અને ગામના લોકોને દુઃખ દેનાર, એટલાંઓ પારકાંનાં દુઃખો કેવાં હોય છે તે બીલકુલ જાણતાંજ નથી; પરંતુ જયારે તેમના પોતાના ઉપર વિપત્તિઓ આવીપડે છે, ત્યારેજ દુઃખ જેવો કોઈ દૈત્ય છે એમ તેમને સત્ય ભાસે છે. દેશનેજ પોતાનાં બચ્ચાં ગણી દેશસેવા બજાવનારા મહાન પુરૂષો "દેશના બાપ" કહેવાયા છે. રોમન લોકો સીસેરોને દેશનો પિતા કહેતા, અને જ્યારે દેશસેવક સીઝરને લોકોએ દેશના પિતા કહેવા માંડયો ત્યારે તેણે ના પાડી, કે મહા સંકટોમાંથી દેશને તારનારનેજ તમે દેશનો પિતા કહો. રૂપેનને ધડક ધુજારામાંથી છોડવનારો જુલ્યસ અને બીજા અનેક સીઝરો

મહા આફતોમાં અકળાઈ ન જતાં દેશ સેવામાં તડા ને ખડા ઉભા રહ્યા હતા, તેમજ ઑગસ્ટસ ઉપર વિપતા વિપતિ કાંઇ થોડી નો'તી પડી, તોએ દુઃખી લોકોને આશ્વાસન આપવાને તે ખડે પગે ઉભોજ રહ્યો હતો. કાસ્મો ડી મેડીસી દેશનો બચાવ કરતાં હાડેહાડ બાણોથી વિંધાઇ ગયો. અમેરિકાને સ્વતંત્ર રખાવનાર જ્યોર્જ વાશીંગ્ટન પોતાનાં ખેતરાંઓમાંથી ભર લડાઈમાં તોપની બરાબર સામે નવ નવ વાર આવીને વચ્ચો વચ્ચમાં ઉભો રહ્યા કીધો, છતાં એક પણ ગોળો જેને લાગ્યો નહીં! જીનોવાના લોકે એવાજ દેશ પિતા ઍન્ડ્રીઆ ડોરિયાને બાપ બરાબર એટલા થકીજ ગણ્યો હતો, કે મુશકેલીમાંથી નહીંજ છુટકો થાય એવાં સંકટોમાંથી દેશને મહા દુઃખો વેઠીને ઉગાર્યો હતો. ઍન્ડ્રોનીકસને દેશનો મુરબ્બી એટલાજ માટે કહેવામાં આવ્યો કે, જીવતી ચામડી ઉતારતાં સુધી પણ પોતાના દેશનાં દુઃખીઓની તરફેણ કરવામાં તેણે પાછી પાની નો'તી કીધી.

એક તો અનેક જન્મોથી એકઠાં કરેલાં પાપ તથા પુણ્યના સમૂહ રૂપી મળ, જેનાથી પ્રાણીનું અંતઃકરણ મેલું રહે છે, જેથી તેને સત્ય શું છે તે સુઝતું નથી. દર્પણ શુધ્ધ હોય તો તેમાં જોવાથી મુખ જેવું હોય તેવું સ્પષ્ટ જણાઈ આવે, પણ જો તેના ઉપર અનેક પ્રકારનો ચીકણો મેલ છવાઇ જઇ કાચ ઢંકાઇ ગયો હોય, તો તેમાં કશીએ વસ્તુનું પ્રતિબિંબ પડતું નથી, ને તેમાંથી કશીએ વસ્તુ જોઈ પણ શકાતી નથી. જે ખરો મૂર્ખ છે તે પોતાની મૂર્ખાઈનું દુઃખ છુપાવવા પ્રપંચી હોવાનું ડોળ ઘાલે છે.

એક પારસી મ્યુનિસિપલ કમીશનરનો મ્યુનિસિપલ વહિવટ લોકોને પસંદ નહીં પડયો ત્યારે કોઇ તેને મૂર્ખ, કોઇ તેને વગર સમજનો, તો કોઈ ભોળ્યો કહેતાં. ત્યારે તે બળાપો કરીને કહેતો, કે "મને પ્રપંચી કહો પણ એ યો ના કહો. મને ઠગ કહો પણ મૂર્ખ મા કહેશો. મને ડાવકો અને પાકો ઝોહાક કહો, પણ બેઅકલી ના કહેશો." હે નવાબ! હું તો એથી ઉલટુંજ માગું છું. બચ્ચાજી! ભલા કર ભલા હોગા. તું જે અવગુણનો હોય, તું જે હૈડાંના દુઃખોથી પીડાતો હોય, તું જે ચીજની ધાસ્તી રાખતો હોય, તે છુપાવેલી છુપાશે નહીં. તું ઠગી ઠગીને કેટલાં મણ સુખનો પોટલો બાંધી બેઠો છે? માત્ર મોત વીશેજ જો તું હમેશાં બીતીને ચાલશે તો તને દુઃખોનું દુઃખ નહીં લાગશે. તું માયા તજીશ તો તને પરિતાપોથી પરિતાપ નહીં ઉપજશે. જુલ્યસ સીઝરે પોતાના ઈષ્ટ મિત્ર બ્રુટસને અમીર વઝીર બનાવ્યો હતો, અને તેજ પ્યારા દોસ્તે કટારી વડે સીઝરને મારી નાખતાં જરાએ આનાકાની કરી નો'તી. સીઝરે મરતી વખતે આવા નીમકહરામ મિત્રને એટલુંજ કહ્યું; "You too Brutus!

હે બ્રુટસ! તું પણ આવો નિવડયો? પોતાના જીવના જોખમે મેળવેલી મહાન જીતોથી રોમને આબાદ અને વિજયી બનાવનાર, જીતોમાંથી પોતાને સારૂં કાંઇજ નહીં રાખનાર, પોતાના મિત્રોને ઉમરાવ પદ અપાવનાર, એવા ભલા સીઝરનું ખુન કરીનેજ પેલો ઇષ્ટ મિત્ર બ્રુટસ સંતોષ નો'તો પામ્યો, પણ રોમનોને ઉશ્કેરીને સીઝરના ઘરને આગ વટીક લગડાવીને ફુંકી નંખાવ્યું, ને તેનાં મુડદાંને પણ રણુવેર કરી નાંખવાની ઇચ્છા જણાવી હતી!! કેવો નાફરમાન મિત્ર! આવા લૂણ હરામીને પણ સીઝરે મરતાં છતાં વાંકો શબ્દ પણ નો'તો કહ્યો. મેં જેટલાં શાસ્ત્રો વાંચ્યાં છે, તેનો સાર એજ નિકળે છે, કે નીતિથી સુખ છે, તે અનીતિથી તો દુઃખજ છે. દુઃખ દર્દની ઉત્પત્તિ વિષયથી છે, અને રાજ્યની ચઢતી ઇનસાફથી છે. સેંટ બર્નાડ કહે છે કે, "આ દુન્યામાં હું શિવાય બીજી કોઇએ વસ્તુ એવી નથી, કે જે મને નુકશાન કરી શકે. પારકાંઓથી થતું દુઃખ અને મુશ્કેલી હું સહેલથી બરદાસ્ત કરી શકું છું; પરંતુ મ્હારી પોતાની કસુર કિંવા વાંકથી જે કાંઇ મને ખમવું પડે છે, તેજ આ ભવનું તો ખરૂં દુઃખ છે. એટલે બીજા બોલોમાં, હસદ, અદેખાઇ, અને અંટસથી શત્રુઓ આપણને હેરાન કરવાને ગમે એટલાં ફાંફાં મારે, અને કદાચ ફરેબ અથવા કાવાદાવાથી આપણને ચોકસ દરજ્જે નુકશાન પણ કરી શકે, તો પણ સુખી થવાની ફરજ સમજનાર સારી નિષ્ટાના માણસને તેથી કશુંએ લાગતું નથી. તે તો સઘળું આસાનીથી સાંખી શકે છે. પણ પોતાનાં કુકર્મ અને પાપોથીજ તેનું અંતઃકરણ તેને દેખીને દુઃખી કરી શકે છે." પ્રખ્યાત બ્રુનો જેને રોમ મધ્યે જીવતો બાળી નાખવામાં આવ્યો હતો, તેની હિમ્મતને કવિ લખનારાઓ ધન્યવાદ આપી ગયા છે. ધર્મ થકી આ દુઃખીએ પોતાની અમુલ્ય જીંદગીની પણ તમા રાખી નહીં; અને જ્યારે જડજોએ એને જીવતો બાળી નાખવાની સજા કરી ત્યારે તે હિંમતથી બોલ્યો હતો કે, "હું એ સજા સાંભળીને જેટલો ડરૂં તે કરતાં જાદે તમો એ શિક્ષા મને કરતાં પણ ડરો છો." ઇરાનના પાદશાહ કોબાદના વખતમાં નીશાપૂરના રહેવાસી મઝદકે મદાયન શહેરમાં આવી પેગમ્બરી દાવો કીધો, અને સામાન્ય રીતે લોકોને વિષમતા ને અનીતિના કામોમાં રસ પડતો સમજી જઇને, એવો ફતવો આપ્યો હતો કે; "એક બીજાનો માલ લઇ લેવો રવા છે. પારકી સ્ત્રી સાથે સંબંધ રાખવો બરહક છે. પોતાની દીકરી એ પોતાનુંજ ઉધારેલું ફળ છે તેની, તેમજ નજીકની સગાઇવાળી સ્ત્રી સાથે સંબંધ રાખવો વ્યાજબી છે. માત્ર જાનવરોનું ગોસ્ત ખાવું ના રવા છે." ઘણા મુફલીશ અને કંગાળ લોકોને એની સમજાવટ પસંદ પડયાથી, ને અનુકુળતા થવાથી, મઝદકનો ધર્મ તે સર્વએ કબુલ કીધો. પરાયા માલ અને પારકી મતા ઉપર, તેમજ પર સ્ત્રીઓ

ઉપર, તેઓ હસ્તદરાઝી કરવા લાગ્યાં. હ્યાં સુધી, કે લાંબો કાળ સુધી તો પેદા થએલાં ઘણાંક બાળકોના બાપ કોણ, તે પણ જાણવામાં આવ્યું નો'તું! કોબાદ પોતે પણ મઝદકના ફરેબમાં ફસી પડયો હતો. મઝદક જે કહે તે ખરૂંજ માનવા લાગ્યો. હ્યાં વેર, કે તે નાપાક મઝદકે નોશીરવાનની માતા ઉપર પણ હાથ ચાલાકી ને હસ્તદરાઝી કરવાની ઇચ્છા કીધી! નોશીરવાન તે વેળાએ માત્ર ૬ વર્ષની ઉમ્મરનો છતાં, આ કામમાંથી તેને પાછો વાળવા ઉત્તમ રીતે વાદવિવાદ કરી મઝદકને માત કીધો. જ્યારે ઘણુંજ અટદું થયું ત્યારે રૈયતે આખરે કોબાદ પાદશાહને કેદ કીધો, ને તેના ભાઇ જામાસ્પને તખ્ત, ઉપર બેસાડયો, અને મઝદકને કતલ કરવાનો ઠરાવ કીધો. પહેલાં કોબાદની એક બ્હેન જે ઘણીજ ખુબસુરત હોવાથી, તેણીએ પણ મઝદકની મોહબ્બતનો ગાંઠ બાંધેલો હોવાથી, તેણીએ પોતાના ભાઈ કોબાદને બચાવી લેવાની યુકિત કીધી. એક રાત્રિને સમયે તેણી બંદીખાનામાં જઇ, ને દરોગાને પોતાની ઇચ્છા જણાવી કે; મ્હારા ભાઈ કોબાદને મ્હારે મળવું છે. તે દરોગો તેણીની ખુબસુરતી ઉપર મોહિત પડયો, અને તેનું માગું પણ પેલીએ કબુલ રાખ્યું. એક રાત્રિ તો તેણી પોતાના ભાઈની પાસેજ બંદીખાનામાં રહી, અને પ્રભાતમાં ઉઠીને કોબાદને સુવાના બિછાનામાં લપેટીને ચાકરને માથે તે બિછાનું ચઢાવી બંદીખાનેથી બહાર લાવી, હયાતલના મુલકમાં મોકલી દીધો. હયાતલથી લશ્કર લઇને કોબાદે આવી ઈરાનનું તખ્ત પાછું મેળવ્યું, ને મઝદકનો ખ્યાલ છોડી દીધો. મરતી વખતે પોતાના તે વેળાના જુલમગાર શાહજાદા નોશીરવાન, :જે પાછળથી અદલ અને નેકનામ થઇ ગયો, તેને એટલીજ શીખામણ દીધી કે; "બદગુમાની છે તે સીધા માર્ગને આડો કરી મેલે છે. અનીતિનો ધર્મ મનુષ્ય જાતને શ્રાપ સમાન છે. હવસનો ચરસ ને વિષયનો વિષમ એજ માનવીઓનાં દુઃખનું કારણ છે. માટે એ દુષ્ટ વિષયથી મને તો ઘણી હલાકી પહોંચી છે, પણ તું જવાન છે, માટે આ છંદમાં ને અનીતિમાં તું ના પડતો. મ્હારા જેવો કડવો અનુભવ મેળવવાને થોભતો ના!" "પાદશાહી વૈભવોમાં અનીતિ થાય છે, અને અનીતિજ દુઃખનું કારણ છે, ત્યારે મને પાદશાહી કરતાં ફકીરી વધારે પસંદ છે!" એમ કહી નોશીરવાને પ્રથમ તો તાજ પહેરવાની વડા દશતુરને ના પાડી. પાછળથી નીતિમાન પાદશાહી ભોગવવાના સપત લઈ તે ગાદી ઉપર બેઠો. શું તું એમ કહે છે નવાબ, કે ઉડાવ જુખુંદા કીધાથી, અનીતિ ને અનાચાર કીધાથી, યમદૂત તને શું કરનાર છે! અરેરે? પ્રાણમય કોશને પકડીને જ્યારે તે જમ તેમાંથી તને ખેંચી કાઢશે, ત્યારે દેહનાં જે જે સગપણ છે, તેમની સગાઇ છુટીજ જશે. તું કહેશે કે, "વારૂ! તે યમદૂત આવશે તેને મ્હારાં સગાં વહાલાં કેમ નહીં રોકશે?" હે મૂર્ખ! તે કેવળ અંધકારવાળા

પ્રદેશમાં ત્હારૂં પોતાનું દુઃખ કહેવાને કોઇ ત્હારો પોતાનો સગો ત્યાં દેખાશેજ નહીં. ત્હારો દુઃખનો મનોમય શબ્દ સાંભળતાંજ જો તે વેળાએ ત્હારો કોઇપણ છુટકો કરશે તો તે એકલો દયાળુ ઈશ્વર તને છોડવી શકશે. નહીં ચળાય માન થાય એવી ઈશ્વર ઉપર તમારી શ્રદ્ધા હશે તો તે માલેક ગેબી મદદ કર્યા વિના રહેશેજ નહીં. તે તમારી ગમે એમ કરીને લાજ શરમ રાખશેજ.

## દીલાસા પત્ર

### ( ૩૫૫ મો. )

"What is man, that thou shouldst magnify him? and that thou shouldest set thine heart upon him? and that thou shouldest visit him every morning, and try him every moment?"

રે બાળુ! બળાપા, રૂદન, અને ફીકરમાં હવે તો તું ભુંજાઈ રહેલો છે. શું એજ ધંધા કરવા તેં જન્મ લીધો છે? ત્હારાં ખમાઉ ખાંદાનનું જરા તો અભિમાન રાખ. ત્હારાં ટેકી કુળનો જરા તો ટેક રાખ, દુઃખની સામેજ ત્હારૂં ખાંદાની પાણી કેમ ઉતરી ગયું? ખાંદાની–ખાંદાની અમથો કહેવડાવવામાં શો માલ? ખાંદાની તો તેજ, કે જે પોતાના દુઃખના વખતમાં તો પોતાનો ટેક રાખેજ, પરંતુ બીજાંઓનાં દુઃખમાં પણ પોતાનો ટેક કદી જવા ન દે. કુળનું અભિમાન દુઃખીઓ પ્રત્યે તમોને દિલસોજ બનાવે એવું હોય ત્યારેજ તે સ્વચ્છ અભિમાન છે. પરંતુ કુળના અભિમાનથી છકીને બહેકી જઈ દુઃખી દર્દીઓનાં દુઃખોમાં વધારો કરવો, એ તો વિનાશની નિશાની છે. ટેનીશન કહી ગયા છે કે;

"Oh yet we trust that somehow good
Will be the final of ill--
To pangs of nature-sins of will,
Defeet of doubt and taint of blood;"

ઉંચ કુળનું અભિમાન અને કુદ્રતી ટેક જાળવતાં તો અનેક પ્રકારનાં દુઃખો વેઠવાં પડે છે. એક માણસે પોતાના કુળનું અભિમાન નહીં રાખવું, એવું ઘણાઓ કહી ગયા છે, કહે છે, અને કહેશે; પરંતુ તેઓ એવું અભિમાન શા કારણે નહીં રાખવું, તેનાં ખરાં કારણો જણાવવાની હિંમત કરી શકતા નથી. આપણે ફાઝેલ ફિલસુફો, જેવા કે; ઝીમરમન, જુવેનલ, પોપ, ફ્રેન્કલીન આદિને તપાસીશું તો જણાશે કે, Family Pride યાને પોતાના ખાનદાનનું અભિમાન, એ તરફ તેઓ જ્યારે નાપસંદગી બતાવી ગયા છે,

ત્યારે બીજા પ્રવિણ પંડિતો, જેવા કે; ટેનીશન, પ્લેટો, વર્ડસવર્થ, અને એડીશન આદિ લઇને આપણે વાંચીશું તો તેઓ સ્વકુળાભિમાનની સ્તુતિ કરતા જણાયા છે. જે માણસને પોતાના કુળનું અભિમાન નહીં હોય, તેને પોતાની જાત કિંવા પોતાના ધર્મનું અભિમાન હોતું નથી. જેને જાત કિંવા ધર્મનું અભિમાન હોતું નથી, તેને પોતાના દેશનું અભિમાન હોતું નથી. પરિણામે જે શખ્સ સ્વકુળાભિમાની નહીં હોય, તે સ્વદેશાભિમાની હોતો નથી; અને જે સ્વદેશાભિમાની હોતો નથી તેને પોતાની મતલબ સિવાય, અને સ્વાર્થ સિવાય બીજું કાંઇએ નજર આવતું નથી. તે દુઃખીઓનો દોસ્ત થતો નથી. એક માણસે પોતાની કોમનું યા દેશનું ભલું કરવું હોય, તો તેણે પોતાને પરમેશ્વરે **માનવી** બનાવ્યો છે, તેથી તે કોશીશ કરશે, તો સઘળું કરી શકશે; કેમકે તે **આદમી** જન્મ્યો છે, એવું અભિમાન પ્રથમ રાખવું, અને પછી અભિમાનને જે જે સારી નેમમાં ગણવાનું છે, તેની હદના અકેક પગથ્યાં ઉપર દરેક માણસે જવું. એક નોશાકરો, પહેલાં પોતે તો **માણસ** પેદા થયો છે તેનું અભિમાન રાખશે, પછી ઉંચા કુળનો છે તેથી બીજાં ખાનદાન-વાળાઓમાં તે ખાનદાનનું અભિમાન રાખી શકશે. પછી બીજા મોહોલ્લા સાથની સરખામણીમાં પોતાના મોહોલ્લાનું અભિમાન રાખશે. પછી બે ફળિયાં પૈકી પોતાનું એક ફળિયું, કહો કે "મોટું ફળિયું," તે બીજાં ફળિયાં યાને "મલેશર ફળિયાં"થી સરસ છે, એવું જણાવવાની બાથ ભીડશે. વળી નવસારીની સરખામણી જો તે સુરત સાથે કરશે, તો પોતાના નોશાકરાઓનું તે અભિમાન રાખશે, પણ ગુજરાત પ્રાંત સાથે બીજા પ્રાંતની સરખા-મણીમાં તે ગુજરાત પ્રાંતનીજ પક્ષ ખેંચશે. પછી મુંબઇ, મદ્રાસ, અને બંગાળ ઇલાકા સાથની સરખામણીમાં તે મુંબઇ ઇલાકાનું અભિમાન રાખશે—અને આગલ ચાલતાં બીજા દેશો કરતાં પોતાના સ્વદેશ હિંદુ-સ્થાનનું અભિમાન રાખશે, અને રશિયા કરતાં જરૂરજ તે ઇંગ્લંડની પક્ષ ખેંચશે! અને એ રીતે ભાઇબંધોના દુઃખમાં તે ઉપલા અનુક્રમે ચઢતો ચઢતો આખી દુન્યાંનાં દુઃખીઓ માટે દિલસોઝ બની શકશે.

બાબુ! જે કોઇ દુઃખીઓને પોતાનાં ગણે છે, તેને તું એક સંત આદમી ગણજે. ઇશ્વર એવાં આદમી સાથેજ રહેવાને ચાહે છે. એક સંતનું જીગર માખણના લોંદા જેવું નરમ હોય છે. જે લોકોને દુનિયાંનાં લોકો ધિકકારી હીણે છે, તેમને તો સંતો પોતાની છાતીએ દાબે છે. એક સંત જેટલો પ્યાર પોતાનાં દીકરાં માટે કરે છે તેટલોજ પ્યાર પોતાના ગુલામ અથવા ચાકર માટે પણ કરે છે. એથી વધારે શું કહીએ? તુકારામ કહે છે; ખરેખર

આવું આદમી તો પૃથ્વી ઉપર એક સાક્ષાત ઈશ્વરજ છે, જે દુઃખીઓનેજ પહેલું ચાહે છે.

લંડનમાં જ્યારે ભારે પ્લેગની મરકી ચાલી ત્યારે ત્યાંના મેયર સર જોન લોરેન્સે ૪૦૦૦૦ અનાથ, ચાકરી ધંધા વગર રખડતા નોકરોને પોતાને પૈસે પાળ્યા હતા. જ્યારે પોતાની પુંજી ખલાસ થઈ ગઈ ત્યારે બીજા શ્રીમંતો પાસે ભીખી લાવીને તમામ ગરીબોને જીવાડયા. જ્યારે તેને પુછવામાં આવ્યું કે; "૪૦ હજાર જીવ બચાવવા માટે તમને ખુવાર થવું પડયું, અને હવે તમે પોતાનો એક જીવ કેમ બચાવશો?" તેણે જવાબ દીધો; "જે પ્રભુ ૪૦ હજાર ગણા ૪૦ હજાર જીવોને રોજ પાળે છે, તેને એક જીવ પાળવાના ભાર શા છે? મેં ૪૦ હજારને અન્ન આપ્યું તો મજ એકને તે પાળક બાપ પેટ પુરતું પણ શું ન આપશે?"

રડનારની સાથે રડવામાં, તમે સ્નેહ અથવા પ્રેમ અથવા દિલસોઝી બતાવી, એમ તમને લાગતું હશે, પણ રડનારમાં પોતાના શોકને નાશ કરવાનું જોર પ્રગટ કરવું એજ દિલસોજી છે. શોકમાં જરાએ પ્રસન્નતા રહેલી નથી. દુઃખમાં જ્યારે કશું પણ સુખ રહેલું નથી તો પછી શોક અને દુઃખથી પૂરે પૂરા મુકત થવાનું બળ મેળવવામાં મનુષ્યોને મદદ કરવી એજ જરૂરતું છે. દુઃખી સાથે દુઃખી ન થાવ, દિલાસો દેનારજ થાવ!

ઘે અંદર નેઆમતી મગરૂરે ગાફલ:
ઘે અંદર તંગદસ્તી ખસતે ઓ રીશ.

ચુ દર સરરાઓ જરરા હાલત ઇનસ્ત.
ન દાનમ કય બ હક પરદાઝી અઝ ખીશ.

કદાપિ ન્યામતો મળવાથી તું મગરૂર ને ગાફેલ બને, કે કદાપિ ગરીબીથી તું ખસ્તે ખાતેર અને પરેશાન બને. જ્યારે શાદી અને ગમી અથવા લાભ કે હાનિમાં ત્હારો હાલ એવોજ છે ત્યારે, હું નથી જાણતો કે તું પોતાના તનથી હકતાલાની યાદમાં કયારે મશગુલ થશે? એવી રીતે અભિમાનના તબકકા ચઢતા હોય છે. પરમેશ્વરે જે કાંઈ સારી માઠી પેદાશને સરજી છે, તે દરેકને સારા અને માઠા એલકાબો તેના ઉપયોગ પ્રમાણેજ આપેલા છે; જેમકેઃ—અભિમાન સારૂંએ છે, તેમ માઠું અભિમાને છે; ખરાબ લોભ છે, અને રૂડો લોભ છે; રાસ્ત અદેખાઈએ છે, અને નારાસ્ત અદેખાઈએ છે. તેવીજ રીતે અભિમાન શબ્દ "સ્વકુળ" અને "સ્વદેશ" ને લાગ્યો તેથીજ કાંઈ તેની ખરી અને ચોકખી અગત્યતા ઉતરી ગઈ નથી. ઉપલા બન્ને શબ્દોને અભિમાન વળગ્યું છે, તેથીજ કાંઈ તેની ઝલેહ ઘટતી નથી, પરંતુ જયાં માણસ માત્ર દુઃખમાં સપડાયેલો જણાયો ત્યાં તેના દુઃખ ટાળવા સારૂં તેનું ખરૂં અભિમાનજ તેને ઉશકેરશે.

**સર ઍઝાક** ન્યુટનનો છેક દૂરનો ભેશી, એક ઉત્તમ સુક્ષ્મદર્શક યંત્ર બનાવતાં પોતાની સઘળી જીંદગી રદ્દ કરી બેઠો, અને આખરે નાસીપાસીથી પોતાની નેમમાં પાર નહીં પડવાથી બોલ્યો હતો; કે "It matters little, I am a member of the Isaac family." આ ઉપરથીજ જણાય છે કે, એક અંગ્રેજ બચ્ચો પોતાના નામાંકિત વડવાને કેવી મગરૂરીથી યાદ કરે છે, અને પોતાની આફતમાં પોતાનાં ખાનદાન પ્રમાણેનો ટેક રાખી દુઃખના વખતે કેવો ફેસલાઇ પડતો નથી.

એના કરતાં વધારે રાહત આપનારૂં તો રાણી યુજીનીના યુવાન ભત્રીજા જૉન હારસેંટનું વર્ણન છે. જ્યારે પણ તે પહાડી પ્રદેશમાં કિંવા ફ્રેન્ચોના કટ્ટા શત્રુઓમાં, યા નેપોલ્યનના ખાનદાનના મુદઇઓમાં ફરતો, અને તેને જ્યારે પણ પૂછવામાં આવતું ત્યારે તે હંમેશાં એક લાંબુ વાકય પોતાની ઓળખના ટેકામાં બોલતોઃ—"ફ્રેંચ ભાષામાં પહેલો દરજ્જો ધરાવનાર, અને ફ્રેન્ચ રૈયતમાં સર્વથી બુઢો છતાં જીવતો જે મહાન શબ્દ અને મહાન પુરૂષ,* તેનું લાંબું પૂછડું સેવકને પણ વળગેલું છે, એ મ્હારી ઓળખ છે; અને આવો ખાંદાંની પુરૂષ દુન્યાંનાં દુઃખોથી ભરેલા પહાડો, નાચાર થઈ, બેસી પડીને: રડતો રવળતો જોયા કરતો નથી, પણ આફતોના પર્વતોને કુદાવી જાય છે." આવી ઓળખ આપતાં એક ફ્રેન્ચ બચ્ચો કેવું અભિમાન રાખે છે! એ ઉપરથી જણાય છે કે, જેવી રીતે **સ્વદેશાભિમાન** કાંઇ દુર્ગુણ નથી, તેમ **સ્વકુળાભિમાન** એ પણ દુર્ગુણ નથી. મગરૂરી, તે હુંપણાની અથવા પોતાની જાતની (Personal) કહેવાય, પરંતુ દુઃખની સામે કમ્મર કસવાથી કાંઇ ગરૂરી કહેવાતી નથી. સંસારનો ફાંસો ખાઈ જાણે તેજ કુળીન. ઘરનો ઘા ખમી જાણે તેજ ખાંદાંની.

નામદાર કયાંની પહેલવાન રૂસ્તમ, જ્યારે પણ લડાઇના મેદાંનમાં પોતાની ઓળખ આપતો, ત્યારે સપ્પર પહેલાં બોલતો કે, "કયાંની ઓલાદનો, નામદાર જાલની તોખમનો હું **રૂસ્તમ** પહેલવાન છું" મ્હારા બાપ દાદા ગમે એવી વિપત્તિ કે આફતોથી બીધા નથી, તેમનો નબીરો મુશ્કેલી અને મુશીબતોના હફતેખાંનોને પોતાના પગતળે કચડવાને હંમેશાં તૈયાર રહે છે. એવી રીતે પોતાના કુળનું અભિમાન દરેક પાદશાહ પહેલવાનો રાખી ગયા છે. આપણે છેલ્લો તાજો દાખલો લઇશું, કે મહારાજા દુલીપસીંગે જ્યારે થોડાંક વર્ષની વાત ઉપર, નામદાર મહારાણી વીકટોર્યા સામે માથું ઉંચકયું ત્યારે પારીસમાં ભાષણ કરતાં તે એટલુંજ બોલ્યો હતો કે; "જેનું ખાનદાન રણજીતસીંગ જેવા રજપુત યોદ્ધાથી ઉતરેલું છે, તે

* એ પુરૂષ, મહાન વિરલો નેપોલ્યન બોનાપાર્ટ છે, એમ જણાઇ આવશે.

શું રજપુત અભિમાન ભૂલી જશે? શું આફતથી અકળાઇ જશે?" એવી રીતે પોતાના પરાક્રમી વડીલોને યાદ કરી પોતાના કુળનું અભિમાન ઘણે ભાગે સર્વ મરોને રાખવા ગમે છે; પછી ભલેને તે મુશકેલીઓમાં આવી પડયો હોય. જે કુળના વડવાઓ ઘણા નામાંકિત હોઇ નામદારીનાં નેક કામો કરી ગયા હોય, અને તેના ખેશીઓ જો અભિમાન પોતાના કુળનું રાખીને વર્તે તો તેમનાથી પણ સારાં જ કામો થાય, કેમકે તેમના વડવાઓએ જે ભલાઈનાં કામો કર્યાં હોય, તેનુંજ અભિમાન તેમના મનમાં ઘોળાયા કરે છે, અને જંજાળો કે મુશીબતો તેમની આડે આવી શકતાંજ નથી.

આઠમા **હેનરી** રાજાના વખતમાં જો કોઇ પણ ઘણો ખુબસુરત, કાબેલ, અને રાજાનો માનીતો થયો હોય, તો તે **ટોમસ ઉલ્સી** હતો; જેણે ઇ૦ સ૦ ૧૪૭૧ માં જન્મ લઇ ઇ૦ સ૦ ૧૪૮૯ માં ઑક્ષફર્ડ યુની વરસીટીનો ચૌદ વરસની ઉમ્મરે B. A. બી૦ એ૦ થયો અને B.y Bachelor કહેવાયો; આટલું છતાં ઈપ્સીચના એક ખાટકીનો તે બેટો હોવાથી, જ્યારે **રીચર્ડ ડયુક** આવ ગ્લૉસેસ્ટરની ફૂરની સગી સાથે તેનું વેસવાળ કરવાનું નક્કી થયું, ત્યારે તે બાઈએ ધિક્કારથી તેનો હાથ મેળવવાની ના પાડી બોલી હતી કે; "પેલાની સઘળી ખુબી, ખુબસુરતી, અને કાબેલ્યત ઉપર પેલાના ખાનદાનનો એવો મોટો ડાઘ વળગ્યો છે, કે પોતાના સસરા થનાર ઉંચા ખાનદાનના મગરૂરી લેવાજોગ ઉજાશને તે આંખના પલકારામાં ઢાંકી નાખવાને શકિતમાન છે. પછી મરને! ગમે તેવી ગરીબી કે સંકટ અમારા ઉપર રાજ્ય ચલાવતુ હોય!" અલબત; ઈંગ્લાંડના સુધરેલા દેશના લોકો તો પોતાના કુળનું અભિમાન ઘણુંજ રાખે છે. તેઓમાંના ઘણાઓ Family Pride તરફ બહારથી કદાપિ ના પસંદગી બતાવતા હોય, તો પણ અંદરથી તો સ્વકુળાભિમાન ઉપર અને સ્વાભિમાન તરફ ગમે તેવા દુઃખમાં પણ એટલાજ પ્યારથી જુએ છે, કે જેટલા પ્યારથી તેઓ સ્વદેશાભિમાનને જૂએ છે. પરંતુ તેઓ એવા બીબીજાયા હોય છે, કે હંમેશાં દુઃખ્યાંના સંકટો વેળા કૂદી પડનારાજ હોય છે. મહારાણી **વીકટોરિયાની** પૌત્રી, જે થોડાં વર્ષની વાત ઉપર એક જવાન ફાંકડાને પરણી, તે વેળાએ સઘળાં ન્યુસપેપરોમાં સ્વકુળાભિમાન તરફ કેવી ઝુંબેસ ચાલી હતી? સર્વ કહેવા નિકળ્યા, કે જે શખ્સ રાજકુટુંબનો અને રાજઘરાણાંનો નહીં, તેને આવી શાહજાદી કેમ અપાય? એ વાંધાને સ્વકુળાભિમાન શિવાય બીજું શું કહેવું? ઈંગલાંડમાં જેટલું કુળનું અભિમાન છે, એટલું હિંદુસ્તાનમાં પણ છે. ઉંચા કુળની અથવા શેઠ શાહુકારની દીકરીને સારે મોટે ઘરજ પરણાવવા તજવીજ ચાલે છે. જે પુત્રીનું ખાનદાન હેઠયા વર્ગનું હોય, તે પુત્રીને તેને નહીં ગમે તોપણ એવાજ ધણી સાથે પરણાવે છે, કે જે ખાનદાની હોય.

ખાનદાની એ શબ્દમાં તરેહવાર સદ્ગુણોનો ભેળ છે. ઘણાક હિંદુ જ્ઞાતિવાળાએ તો ઉંચ કુળની અનાથ દીકરીને પણ નીચ કુળમાં પરણાવવી ધર્મ વિરૂદ્ધ અને રેવાજથી ઉલટું ગણ્યું છે. સ્વકુળાભિમાન નહીં રાખી માત્ર પોતાનો કોડ પુરો પાડનાર મહમદ ગઝનવીના બાપને વિષે શું બોલાય છે? ફીરદુશી તુશીની માત્ર એકજ સતર કહીશું:—

" કનીઝક નઝાયદ બઝુઝ અઝ ગોલામ, પેદર શાહ બાશદ અલી યા ઇમામ.
" કફે શાહ મેહમુદ આલી તબાર, ને હરતો ને અંદો સે અંદર ચેહાર."

લોંડી તો ગુલામ સિવાય બીજું કાંઇ જણેજ નહીં, પછી તે પાદશાહના બુંદથી હોય, યા અલી અથવા ઇમામના બુંદથી હોય! મહમદશાહના બુલંદ ખાનદાનની પેઢી જોતાં સાત પેઢી સુધી તો ઉચ્ચ વંશ મળતુંજ નથી!

એવી રીતે ઉંચ ખાનદાનની ઓરતને સબકતગીન જેવો બાદશાહ નહીં પરણ્યો તેથી ફીરદોશી ટોંણો મારે છે, અને તે શાયર ટેકો આપે છે, કે સ્વકુળાભિમાન સર્વોત્તમ છે. સર જેમ્સ મેકીનટોશ, જે એક મહાન અંગ્રેજ રાજદ્વારિ હતો, તેનો સ્વભાવ ઘણોજ મળતાવડો હોવા છતાં, કોઇ કોઈ વાર એકાએક તે રૂડાં કુમળાતી દઈ મૂઝાઈ જતો માલુમ પડતો. એક વાર તેના ઇષ્ટ મિત્ર રીશેલ્યોએ તેનું કારણ પૂછતાં અચકાઈ અચકાઈને તે બોલ્યો:— "I am poor enough to take the Family-pride." પાછળથી તેણે વિસ્તારીને પોતાની ઓલાદની વંશાવળી આપતાં જણાવ્યું હતું કે; મીo મેકીનટોશને પોતાના કુળનું અભિમાન લેવાની ઘણીએ અનુકાંક્ષા હોવા છતાં, તે એક કુભારની ઓલાદનો છે તેથી તે ઘણોજ મૂઝાય છે!

સઘળા મતમાં ઉત્તમ મત જોન સલીવાન નામનો અમેરીકન આપે છે કે; " જો દરેક હલકામાં હલકો એ માણસ પોતાના ખાનદાનનું અભિમાન નહીં રાખે, તો તે પોતાના ગુજરેલાં નેઆંગાંનો તરફ વફાદાર રહેતો નહીં કહેવાય. કારણ કે, દરેક માણસની જિજ્ઞાસા એવીજ જોઇએ, કે તેના મરણ પછી ખાનદાન, પડેલું તેને વિષે માન ધરાવતાં અભિમાન રાખે. દરેક સારા ગ્રહસ્થો જેઓ મહેનત લઇને પ્રખ્યાત થવા માંગે છે, તેઓની ઉમ્મેદ પોતાની પાછળ પોતાના પુત્રો અને પૌત્રોને માટે, પોતાના ગુણ થકી, ફેમીલી પ્રાઇડ રખાવવાની હોય છે. દરેક ખાનદાનવાળાઓને—પોતાનું કુળ ગમે એવું હલકું હોય તો પણ—ખાનદાનની મગરૂરી તો હોવીજ જોઇએ, નહીં તો સમજવું, કે તે પોતાનાજ સુખ માટે સ્વાર્થિ છે. વડોદરાના માનીતા અને માયાળુ માજી મીનીસ્ટર રાજા સર ટી. માધવરાવે એક ગ્રેજ્યુએટ અમલદારની માંગણી જાહેર ખબરથી કરી, તેમાં જણાવ્યું હતું કે; " ખાનદાની માણસે ને પહેલી પસંદગી મળશે." આથી એક એલ. એલ. બી. ની પદવી પામેલા પારસીએ અરજ

કરી, અને સર માધવરાવે તેને જાતે તપાસવા વડોદરે બોલાવ્યો. ત્યાં તે ગ્રેજ્યુએટે દેવાન સાહેબની હજુર પોતાની અને પોતાના ખાનદાનની ઓળખ આપતાં જણાવ્યું હતું કે; "અમારા વડીલો ઘણા અભણ અને વગર કેળવાયલા હતા. તેઓએ પોતાની સ્થિતિ સુધારવાને કશો પ્રયત્ન ન કરતાં આળસાઈમાં દિવસ ગુજારેલા તવારીખથી જણાય છે. તેઓ દુન્યાંનું શું ભલું કરી શકયા?" આ વાકયથીજ માત્ર રાજા સર. ટી. માધવરાવને ગુસ્સો લાગ્યો, કેમકે એ મરહુમ નરમાં ખાનદાનનું અભિમાન અને વડીલોની મગરૂરી વિશેષ હતી; જેથી પેલા પારસી ઉમેદવારને જણાવ્યું કે; "વિચાર કરી પાછળથી તમોને ખબર કરવામાં આવશે. સાહેબજી!" એવાં વાકયથી ટુંકમાંજ કાશળ પટાવી.

ટુંકમાં ખાનદાનનું અભિમાન તે દુર્ગુણ નહીં પણ સદગુણ છે, પરંતુ તે અભિમાનનું જે પરિણામ તે એવું હોવું જોઈએ, કે દુઃખી લોકોનાં દુઃખમાં ઝિંપલાવવા તેમણે હંમેશા તત્પર રહેવું, અને પડતી દશામાં ઉસ્તવાર રહેવું.

ચુ કાબાએ કેબ્લએ હાજત શુદ અઝ હેયારે બઈદ:
રવંદ ખલ્ક બદીદારશ અઝ બસી ફરસંગ.
તુરા તહમ્મુલ એમશાલે મા બે બાયદ કર્દ;
કે હીચ કસ નઝનદ બર દરખ્તે બીબર સંગ.

જ્યારે કાબા શહેર મુસલમીનોની ઉમ્મેદોનો કેબલો થયો ત્યારે દૂર દેશાવરોથી, ઘણા માઇલ દૂર વેરથી, જગતના લોકો તેનાં દર્શન લેવા અને દીદાર જોવાને જાએ છે. માટે તમે પણ અનાથો પર કૃપદ્રષ્ટિ રાખો, કેમકે ફલ વગરનાં વૃક્ષ ઉપર કોઇ પથરા મારતુંજ નથી. ૪થી સદીમાં ડોનાટીસ્ટ આફ્રિકનનો ઉભો કરેલો એક પંથ હતો. તેના સભાસદો એક ગામથી બીજે ગામ ફરીને દુઃખીઓનાં દુઃખ ટાળવાનો પોતાનો ધર્મ ફેલાવતા. કરજદારોનાં કરજ આપી મૂકત કરતા. ગુલામોનાં બંધન છોડાવતા. અને જયાં પણ મોત નિપજે ત્યાં જઇ દિલાસો આપતા; સંકટમાં આવી પડેલાંઓનો આપણે છુટકારો કરવાનો છે, ભટકનાઓને રસ્તો બતાવવાનો છે, અને ભુખાંઓમાં આપણો ખોરાક વહેંચી આપવાનો છે; આવાં કામો કરવાથી ખુદ આપણું પોતાનુંજ ભલું થાય છે, કારણ કે એવાંજ માણસ વર્ગમાંના આપણે છિયે. આ તેમનો પંથ હતો. આ બધું સાંભળીને તું ડાહ્યો થઈ જા. ત્હારી સંકોચાયેલી હથેલીમાંથી લાંબી કાળજીઓને કાપી કાઢ. આપણે બોલતાં હોઈએ ત્યારે પણ અદેખો કાળ તો ઝડપ ઝડપથી ચાલ્યો જાય છે. માટે જે ચાલુ બનાવ બનતો હોય તેને જ પકડ, ત્હારા પ્રાતઃકાળનો તું ઉપયોગ કર, અને બીજા દિવસ માટે ભરોસો ના રાખ. જે માણસ જીંદગીને તેની આનંદમય સ્થિતિમાં ભોગવતો નથી તે તો ભૂત જેવો ભૂત છે; માત્ર બહારથી દેખાવેજ તે માંસ ચામડાં અને

ડાહ્યાંનો બનેલો માણસ છે. આપણેજ આપણાં દુઃખનાં કારણ છિયે, કોઈ આપણને દુઃખ દેતું નથી, પણ આપણેજ પોતાને દુઃખી કર્યે છિયે. कर्मी फल तपी राज. માર્કસ ઓરેલ્યસ એવુંજ કહે છે, કે ઈશ્વરે દરેક સાધનોની સત્તા માણસને આપેલી છે, જેથી કોઈ પણ દુઃખમાં તે પડી શકેજ નહીં. એપીકટેટસ કહે છે, કે જો માનવી દુઃખી હોય તો યાદ રાખવું કે તેનાં પોતાનીજ કસુરને લીધે તે દુઃખો ભોગવે છે; કેમકે પ્રભુએ તો માણસોને સુખી રહેવા સરજેલા છે. ખુદા જે પસંદ કરે તેનાં કરતાં આપણી પસંદગી કાંઈ ચઢિયાતી હોતી નથી. માટે તે સાહેબ જે કરે તે ઉપર સબુરી રાખવીજ જોઈએ. તમો માંગો એવું થાય, એવું શોધ્યા ના કરતા, પરંતુ "જે થવાનું હોય તે થાવ!" એવું માંગવાથીજ દુઃખ થવાનું નથી. બીજાને જે સુખ છે તે તમે માંગશો તો તમારૂં જેટલું સુખ છે તેટલું પણ કમી થશે. દરેક માણસપર થોડી કે ઘણી વિપતિઓ તો આવ્યા વગર રહેતીજ નથી. દુઃખ વિનાની કોઈ પણ જીંદગી આપણે સાંભળી નથી. અશો જરથોસ્ત જેવા મહાન પેગમ્બરનું જીવન પણ "ગોલાબનું બિછાનું" નહીં હતું. તેમના ઉપર પણ ઘણાં દુઃખો અને ઘણી જંજાળો પડી હતી, પણ તેમણે સબુરી રાખી અને અશોઈના માર્ગપર ચાલી તે સઘળી મુશકેલીઓ ખમી હતી. એકબાલ ને નસીબ તો આગળ ને આગળજ ચાલવાનું.



## સુખનો દહાડો તો સાંત્યો ન રહે.



રાવણનું નસીબ જ્યારે ઉંધું વળ્યું ત્યારે એકલા હનુમાનજીએ તેનો પરાજય કરીને અશોક વનનો નાશ કર્યો હતો. દુર્યોધનનું નસીબ જ્યારે વાંકું થયું ત્યારેજ, જોકે ભીષ્મ જેવા તેને સહાય કરનારા હતા તોપણ, દુર્યોધનનો અર્જુને પરાજય કરીને વિરાટ રાજાની ગાયો પાછી વાળી આપી હતી. આ દાખલામાં રામને હનુમાને, અને વિરાટ રાજાને નર કહેવાયલા અર્જુને દૈવની અનુકૂળતાથી મદદ કરી હતી. દૈવ કે નસીબ જ્યારે પાધરૂં હોય છે ત્યારે થોડા પુરૂષાર્થથી પણ કાર્યસિદ્ધિ થાય છે, પરંતુ જ્યારે નસીબ વાંકું થાય ત્યારે ઘણો પુરૂષાર્થ કરે તો પણ માઠુંજ થાય; જેમકે, બળીરાજા અને હરિશ્ચંદ્ર રાજાએ ઘણાં દાન કર્યાં હતાં છતાં પણ ઉલટા તેઓ બંધનનેજ પામ્યા હતા. નળ રાજાનું નસીબ વાંકું થયું, ગોપીચંદના દૈવના પાસા ઉલટા પડયા ત્યારેજ તે દુઃખી થયા. મુશીબતો ઘણી જાતની આવે છે. જેવી કે, દિલગીરી, અથવા કોઈ નજીકનાનું અચાણચ મોત, પૈસા ટકાની વિપત્તિ, અને ચડતી પડતીની વિપત્તિ. જો કે આ

સર્વ મુશીબતો માણસને ખમવી પડે છે, તો પણ માણસની હયાતિની મુદ્દત સાથે સરખાવતાં એ થોડાજ વખતની હોય છે. કેટલીક જંજાળો તો વાદળાંના ઘેરાવાની માફક થોડાજ વખતમાં દૂર થઈ જાએ છે. તોપણ માણસ ઘણી વેળાએ તે મુશીબતોના બોજા તળે દબાઇ જાય છે તેનું કારણ એ છે, કે તે જેટલાં સુખો ભોગવે છે તેની સાથ તે થોડા વખતનાં દુઃખોની સરખામણી બરાબર કરતો નથી. જો તે તેમ કરે તો તે જરૂર એવુંજ માની લે, કે સુખોના વખત સાથ સરખાવતાં દુઃખોનો વખત તો થોડાજ વખતનો હોય છે, અને માઠું થાય છે તે સગાંનેજ કાજે હોય છે. વળી આ મુશીબતો પણ માણસને સારા ફાયદા મેળવી આપે છે.

જે ફરજો બજાવવા સારૂ આપણે સરજાયલાં છિયે, તે ફરજોને જંજાળ રૂપ ગણવી નહીં જોઈએ. ફરજ તો આપણી મમતાળુ માતા છે. આ દુન્યાની સર્વ જંજાળો અને ફીકર ચિંતાથી તે માતા આપણું રક્ષણજ કરે છે, અને સુલેહ શાંન્તિના માર્ગ તરફ તે માતા આપણને દોરવી લઇ જાય છે. માટે ફરજ બજાવતાં જો મનમાં ભય કે બીક કે ડગડગો રાખ્યા વગર કાર્ય કર્યા જાવ, તો તેમાં તમોને દુઃખ કહિ નડવાનું નથી. બિલાડી આવતાંજ કબુતરો પોતાની આંખો મિચી દે છે. અજ્ઞાનતાથી તેઓને લાગે છે, કે આપણને બિલાડી દેખાતી નથી તેથી તે પણ આપણને નહીં દેખતી હોય! પરંતુ તેઓ બીધાં ત્યારથી બિલાડી તેઓને જાનથી છોડતી નથી! હે બાળુ! તું બીહશે તો તેજ બિલાડી તને પણ ખાઇ જશે. અજાણ્યા મોહલ્લામાં તું જાય છે અને કૂતરાંઓને જોઇને જેવો તું બીહવાના દેખાવો કરે છે, કે તુર્તજ કૂતરાં ભસે છે, પાછળ દોડે છે, અને તને સતાવે છે. તું ગભરાશે તો કૂતરાંઓ પણ તને ફાડી ખાશે, પરંતુ ફકીર પુકરાં અને માંગનારા ભિખારીઓ જેમ બીન દેહસતે અજાણ્યા ગામોની અજાણી શેરીઓ અને પોળોમાં ભિખ માગતા ફરે છે, તેઓને ત્યાંનાં કૂતરાં કાંઇ પણ કરી શકતાં નથી, તેમજ તું નિર્ભય મનથી ડગડગા વગર આ જગતમાં સારી નિષ્ઠાથી ચાલ્યો જશે તો આફતો ને આપદાઓ જેવાં કૂતરાં તો શું, પણ વાઘ વરૂ સુધ્ધાંને તું જીતીને પાળેલાં કુતરાં જેવાં તેઓને કરી દેશે. ધાસ્તી અને અણગમો એ એકજ વસ્તુ છે. જે કોઈ કશાથી પણ ધાસ્તી રાખતો નથી તે ઘણી કોઇને પણ ધિક્કારતો નથી. અને જે કોઇ કોઈએ ચીજને ધિક્કારશે નહીં, તે કશાથી પણ ડરશે નહીં. તું એક બાટલીમાંથી બીજી બાટલીમાં ઘી, તેલ, મધ શરબત, કે પાણી રેડશે તો તને ત્હારા ઉપરજ વિશ્વાસ ને નિર્ભયતા ન હોવાથી ત્હારા જરાએ હાથ ધ્રુજ્યા કે મધ, દરૂ, તેલ જે હશે તે ઢોળાય વગર રહેવાનો નથી; પરંતુ એક નિર્ભય ઘાંચી એક માળ જેટલી ઉંચાઇએથી

નિર્ભયપણે, પોતાના ઉપર વિશ્વાસ રાખીને નીચે મૂકેલી બાટલીમાં તેલ રેડશે તો એક ટીપું પણ ભોંય પર ઢોળાવાનું નહીં. જેમ એક ઉંટ રેતીના રણુમાંથી મુસાફરી કરતાં મહેનત અને તાપ, ભુખ અને પ્યાસ, વગર બીકે ધીરજથી ખમી શકે છે અને બેહોસ અથવા ઉદાસ થતું નથી, તેમજ માણુસ જો ભયની સામે હિંમત રાખે તો પોતાના ઉપર પડતી સર્વ મુશીબતો સહેલાઈથી નિભાવી શકે. તો પણ

"Forlorn in this bleak wilderness below,
Ah! what were man if Heaven refuse to hear."

આફતના પ્રસંગોએ સંકટમાં આવી પડેલાંઓને દિલાસાની અવશ્ય જરૂર છે. દિલાસાથી જોકે તેમનું દુઃખ કાંઇ ઓછું થતું નથી, તોપણ તેનો બોજો તો ઓછો લાગેજ લાગે. દરેક દુઃખી કાંઈ દિલાસાના શાંતિ આપનારા શખુનો સાંભળવાને નસીબવંત હોતું નથી. એકલા અટુલા પડી ગયેલા દુઃખીએ તો પોતેજ પોતાને દિલાસો આપીને જીવ ઠેરવવો જોઇએ.

સતીકા સતાના મુનાસિબ નહીં! જલીકા જલાના મુનાસિબ નહીં!

અધીરાં આદમીઓ તો દુઃખ નિવારણુની યોજનાઓ ઘડી ઘડી ફેરવ્યા કરે છે, જેથી એકે ઉપાય કારગત લાગતો નથી. ધૈર્ય અને સબુરીવાળાં આદમીઓ પોતાના યોજી રાખેલા ઉપાયોથીજ દુઃખની પુઠે લાગે છે, પોતાનાં કામથી ટેવાઇ જાય છે, અને સબુરી તેમના ઉપાયોને સંપૂર્ણ બનાવે છે. જ્યારે પેગમ્બર અશો જરથુસ્ત્ર આફતમાં આવી પડયા ત્યારે દાદાર હોરમઝદે તેમને કહ્યું હતું કે, "ઓ સપેતમાન જરથોસ્ત! અગરજો આ હાડમંદ દુન્યામાં ત્હારી ઉપર ધાસ્તી ભર્યા, આડા અટાડા, ભયાનક ને ભયંકર ને ભયભિત રસ્તાની ધસ્તી આવી પડી હોય, અથવા તો ત્હારાં શરીરની કે જાનમાલની તને ફીકર ચિંતા લાગતી હોય, જો ઈજા અને નુકશાનીમાં આવી પડવાની તને દહેસત હોય, તો નીચે જણાવેલાં ફતેહ આપનારાં ને આફતો દૂર કરનારાં અવસ્તાનાં મંત્રો તું ભણુવા મંડી જા!

અષાઉનામ્ વંઘઉહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો સ્તઓમ ઝબયેમિ ઉફ્યેમિ યઝમઈદે. ન્માનાઓ વીસ્યાઓ ઝન્તુમાઓ દખ્યુમાઓ ઝરથુસ્ત્રોતેમાઓ. હાઈતિશ હાતામ્, હાઈતિશ આઓથ્રહુષામ, હાઈતિશ બૂષ્યન્તામ્ અષઓનામ્. વીસ્પાઓ વીસ્પનામ્ દખ્યુનામ, ઝેવિસ્ત્યાઓ ઝેવિસ્ત્યનામ દખ્યુનામ. (ફ્રવરદીન યશ્ત.)

મ્હારી ઉપરનાં આ આવી પરેલાં સંકટોના વખ્તમાં અશો લોકોનાં ભલાં, શૂરાં, અને દુન્યાની આબાદી કરનારાં ફરોહરોની હું સ્તુતિ ગાઉં છું! તેમની યાદ કરૂં છું, આરાધું છું, ને વખાણુ કરીને તેમની કીર્તિ ગાઉં છું! મ્હારાં

ઘરને લગતાં, મોહલ્લાને લગતાં, કસ્બાને લગતાં, દેશને લગતાં, વડા દસ્તુરોને લગતાં, સર્વ ફરોહરોને હું આવા મ્હારા દુઃખના વખતમાં માન સહિત યાદ કરૂં છું! હાલ હયાતિ ભોગવનારાં અશો સત્પુરૂષોનાં હયાત ફરોહરોને હું આ પ્રસંગે સંભારૂં છું! આગળ થઇ ગએલા સત્પુરૂષોનાં હયાત ફરોહરોને હું આજે યાદ કરૂં છું. હવે પછી જન્મ પામનારાં અશો પવિત્ર માણસોનાં હયાત ફરોહરોને હું માનપૂર્વક આરાધું છું! તમામ દેશોનાં સઘળાં ફરોહરોને તથા મિત્રાચારી અને ભાઈબંધી રાખનારા દેશોનાં લોકોનાં મોહબ્બત રાખી મહેરબાનીના વરસાદ વરસાવનારાં ફરોહરોને હું આ વિપત્તિના વખ્તે પૂર માનથી યાદ કરૂં છુ!

વનમાં હરવુ, વનમાં ફરવુ, વનમાં મરવું મઝા કરી,
ફાવ્યું કરવું, દુઃખ ના ધરવું, કોથી ન ડરવું, ધીરજ ધરી.

सर्व भूत स्थितंयो मां भजत्ये कत्वमास्थितः
सर्वथा वर्तमानोऽपि सयोगी मयि वर्तते ॥

પરમાત્માનું કહેવું છે કે, દરેક દરેક ચીજમાં મચી પચી રહેલો જે "હું" છું, તેના ઉપર ભાવ ને વિશ્વાસ જે કોઇ રાખે છે, તે મ્હારો લડકો ગમે એવી સુખી કે દુઃખી જીંદગી ગુજારતો હશે, તેને જઇ મળવાને હું સદા તત્પર રહું છું.

ત્હારી પાછલી ભૂલો કે ત્હારાં પાછલાં પાપો માટે પણ ત્હારે ભય ન ધરવાનું કારણ એ છે, કે તે પાપોનું જે ફળ તને ભવિષ્યની જીંદગીનાં મળવાના સંભવ છે, તે ફળ ચાખવાનાં સાધનો રચાતાં હોય તે પહેલાં પુણ્યનાં કામોથી તેમનો સમુળો નાશ કરવાને હજી તું સમર્થ છે. દુર્યોધનના ૧૦૦ ભાઇઓમાં એક વિકર્ણ સત્યવાદી હતો, તેણે પોતાના દેહની પણ દરકાર રાખ્યા વગર, પ્રલ્હાદની પેઠે સાચુંજ બોલીને પોતનાં પૂર્વ જન્મનાં પાપો નિવારી શક્યો હતો. જે ઉદ્વેગી પુરૂષો, હરરોજ દિવસની પેઠે આખો વખત પોતાની તન્દોરસ્તીજ જાળવી રાખવામાં મશગુલ હોઇ તેમજ તલ્લીન રહે છે, તેઓ તો આ જીવનના ઉચ્ચ આશયોનો મોટો ભોગ આપે છે. તેઓ માત્ર ખાકી શરીરની જાળવણીમાં ગુંઠાએલા રહી ભવિષ્યની જીંદગી વિષે હમેશ બેદરકાર રહેવાથી પાછલા દહાડામાં બહુ ઉદાસી ને ઉદ્વેગી રહે છે. તેઓ આ ખાકી શરીરની ટીપ ટાપ અને થિગડ થાગડ કરવામાંજ મરી ચડી રહે છે, પણ અમર્ગ આત્મિક તત્વનું જરાએ ભાન ધરવના ન હોવાથી, મરવના દહાડાઓ ઉપર બહુજ હેરાન થાય છે. એપોસ્ટલના કરતાં પણ ફીકર ફીકરે તેઓ બળ્યા જળ્યા રહીને જીંદગીનું ભેવડું લાવે છે. અને તેઓ આવાં ખેંચાણ પાડીને, દુન્યાંને સાચે સાચી માની, દરરોજના મરણ પામતા રહે છે. બાપુ! મ્હારા તને આશિર્વાદ છે, કે તું તેવો ઉદ્વેગ ને ઉદાસી ન લા!

May gladness dwell with you,
May heart and mind be light;
May gladness dwell with you to day,
No single care be cloud your way.

# " સલુકની માતા " વિષે અભિપ્રાય.

" બચ્ચાંની માતા થનારી દરેક કોમની માતાઓ જો આ પુસ્તક હમેશાં પોતાની પાસે રાખે, અને સંસારમાં ડગલે ને પગલે આવતી બચ્ચાંઓ તરફની હરકતો વખતે આ પુસ્તક ઉથલાવતી રહે તો જરૂરજ આખા દેશમાં સદગુણી, અને સારાં ડહાપણ વાળાં બચ્ચાં ઉછરી આવે." (જામે જમશેદ)

" આ ગ્રંથમાં અનેક ધર્મશાસ્ત્રોનાં અસલ ફરમાનોની સમજાવટથી પોતાની બાબતને ઉત્તમ રીતે સમજાવી છે. એમાં સેંકડો તવારીખી કુટુંબોના તવારીખી દાખલાઓ આપવામાં આવેલા છે. જોકે આ ચોપડી બૈરાંઓ સારૂ બનાવવામાં આવી છે તોપણ જો મરદ લોકો આ વાંચન વાંચે તો તરેહવાર નવી નવી વાતો તેમના જાણ્યામાં આવ્યા વગર રહેશે નહી." (પ્રજા મિત્ર અને પારસી.)

" એક સદ્‌ગુણી માતા થવાના પાડો, ફરજો, અને લક્ષણો પુરેપુરાં આ ગ્રંથમાં કર્તાએ વર્ણવેલા હોવાથી ઉધરતી માતાઓના હાથમાં તો આ પુસ્તક જરૂરજ હોવું જોઈએ. સેંકડો નશીયતોમાંથી થોડી ઘણી નશીયતો જો જુવાન માયોના મગજમાં ઠસી જશે તો સંસારનો અને કોમનો સુધારો થયા વગર રહેશે નહીં. (સાંજ વર્તમાન-)

" આખાં પુસ્તકમાં એક માતા તરીકે બજાવવાની સેંકડો ફરજો હાલના જમાનાને બંધ બેસ્તી સમજાવી છે. આ ચોપડીમાં તો જેટલી નસિયતો આપી છે તેટલી તે નસિયતોને બંધ બેસ્તી રમુજી વાતો, દાખલાઓ ટાંકી બતાવી પુસ્તકને ખરા બનેલા બનાવોનાં એક નોવેલ જેવું રસદાર બનાવેલુ છે." (પારસી સંસાર)

" કોઈ એક માણસ જો એક નકલ ખરીદી શકશે તો આ પુસ્તક તેઓના આખા કુટુંબ માટે એક અમુલ્ય ચીજ થઈ પડશે." (જ્ઞાન વર્ધક)

" એ પુસ્તક, ભવિષમાં થનારી માતા માટે એક અતિ ઉત્તમ ઝવાહીર સમાન લેખાશે. દરેક લીટીમાં મોતીને તુલ્યનાજ દરેક બોલ સીંચવામાં આવ્યા છે."

(દીલે આરામ)

---

# સાદી જીંદગીની શોક—



## ફેશનની ફિસિયારી.

"ઉપલું ઉમદા પુસ્તક ખાસ કરીને પારસી કોમના મોટા ભાગને હાલના કટોકટીના કાતેલ મોંઘવારીના વખતમાં એક ઉત્તમ માર્ગદર્શક ભોમીઆ રૂપ થઈ પડશે. એ પુસ્તકમાં સમાવેલી સલાહને અનુસરવાથી દરેક કુટુંબ સુખી, સંતોષી, સંપીલું બનશે." (સાંજ વર્તમાન)

"આ પુસ્તક એકવાર નહીં, પણ પાછું ને પાછું વાંચીને પાચન કરવાની તક લેવાનું પ્રજાના સઘળા વર્ગે ચુકવું જોઈતું નથી. ફેશનોને આ ચોપડીમાં ચાનકના જે ચાબકા મારેલા છે તેની અસર ગમે એવી ચામડી ઉપર થયા વગર રહેશે નહીં."

(પારસી સંસાર.)

"મી૦ દેશાઈનાં બીજાં પુસ્તકોની માફક આ વાર્તા અનેક ટુચકાઓ, સંખ્યાબંધ નીતિ બોધક દાખલાઓ, શાયરો અને ફીલસુફોનાં અસરકારક વચનો વગેરેથી ભરપુર છે." (ચેરાગ.)

"ઉપલાં નામનું એક નવીન પુસ્તક છે. જે મધ્યે હંમેશ માફક એ ભાઈએ જ્ઞાન સાથે ગમત આપતા બોધદાયક લેખો આમેજ કર્યા છે. તેમાં સમાયલી ઇંગ્રેજી, ગુજરાતી તેમજ હિંદી કવેતો એકથી અનેકવાર વાંચવા ગમે એવી નસીહતવાળી છે."

(દીલે-આરામ)

"ખરેખર, મુંબઈગરાળાં ખરચાળું લોકો માટે આ ચોપડી વાંચવા જોગ છે, તેઓ માટે અને તેઓના સંસાર માટે આ ચોપડીમાં જે રીતના વિષયો લખાયા છે તે ફીશીયારીની ફેશનમાં ફસેલાં લોકોને એમાંથી ઘણું જાણવાનું અને શીખવાનું મળશે." (ઢોંગ-સોંગ)

"આ કેતાબ ખરેજ આવકારદાયક થઈ પડશે. લખાણની ભાષા તદન સરળ છે, અને તેની અંદરના પ્લોટનું જોડાણ ગોયા મનન કરવા જોગ છે. આ પુસ્તક ખરેજ એક નોવેલ રૂપી તેમજ બોધદાયક છે."

(ગુલશને એલ્મ.)

"ગણત્રી વગરના દાખલાઓ ને સેંકડો નસિહતોથી આ નવું પુસ્તક ભરપુરછે. એ પુસ્તકમાં કોઈજ પાનું એવું હશે કે તેમાં દાનાઈથી ભરેલા શબ્દો ન હોય."

(જ્ઞાન વર્ધક.)